અહો ! મીઠા આત્મા ! રસિક કુમળું મ્હોં તુજ હસે !

* * *

તને ચિન્તા ના, ના ! સુભગ તુજ હૈયું સુખમર્યું,
તને ના સ્પર્શે કો' વિષમ દુઃખ આ ક્રૂર જગનું !

●

સુખી આ સંસારે સુખમય નહીં કો' તુજ સમુ,
અમારે આનંદે દિલ પર રહે છે દુખ છૂપ્યું;
દુઃખી જો ઓછુ તો સુખ બસ થયું' એમ ગણુશે,
બિચારૂં ભોળું એ હૃદય સુખ પૂરૂં ન સમજે !

●

## અર્પણ

●

શાંતિ, ધર્મ સમાજ અને માનવ-સેવાનાં અનેક
સત્કાર્યો સાથે જીવન જોડનાર,
પ્રેમ, સેવા અને ત્યાગની અમર
ભાવનાના પોષક, સંસ્કારપ્રેમી
સેવારત

સ્વર્ગસ્થ રેવાશંકરભાઇ પારેખના
પુનિત આત્માને
સપ્રેમ



સ્વર્ગસ્થ રેવાશંકરભાઇ વનેચંદભાઇ પારેખ

અવસાન : તા. ૩-૧૨-૪૭

શક્તિ, ચપળતા અને પ્રણયનાં દિલે ઉછળે,
પીયૂષ ઝરણાં, ભરી હૃદય-તાઝગી નિખળે.
દુખી મનુજબાળના હૃદય-તાપ ઓછા કરી,
બધે ફરફરાવતા વિજયધ્વજ એ પ્રેમનો

❀

## ધોરાજીના રાજ્યપ્રિય અને પ્રજાપ્રિય શહેરી શેઠ રેવાશંકરભાઈ વનેચંદભાઇ પારેખની સંક્ષિપ્ત જીવન-રેખા

ધોરાજીની સમસ્ત હિંદુ–મુસ્લીમ જનતાના સાચા સુકાની શેઠ રેવાશંકરભાઈ વનેચંદ પારેખના અવસાનથી તેમના કુટુંબી-જનોને તો એક મહાન ખોટ પડી છે પરંતુ સારાયે ગોંડલ રાજ્યની પ્રજાને તથા રાજ્યને પણ એક મહાન ખોટ પડી છે. ધોરાજીની સમસ્ત જનતાએ સખ્ત સામુદાયિક હડતાલ તથા શોકસભાદ્વારા તેમને ભવ્ય અંજલી અર્પી હતી. રાજ્ય અને પ્રજાહિતનાં અનેક કાર્યો તેમણે અથાગ પરિશ્રમ ઉઠાવી પોતાની જીવનયાત્રા દરમ્યાન કર્યાં છે. તેમણે નિસ્પૃહી રીતે રાજ્ય અને પ્રજાની જે અપૂર્વ અને અદ્દ્ભુત સેવા કરી છે તે તો ગોંડલના ઇતિહાસમાં અમર રહેશે. તેમને ધોરાજીની જનતા તરફથી મળેલાં માનપત્રો અને અભિનંદન પત્રો એ જ તેમની અજોડ લોકપ્રિયતાનો અપૂર્વ પુરાવો છે.

તેમનો જન્મ પોપટભાઈ મોતીચંદના સંસ્કારી કુટુંબમાં થયો હતો. તેમનો વિદ્યા–અભ્યાસ મેટ્રીક સુધીનો હતો પરંતુ ગુજરાતી અને અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબુ અત્યંત સુંદર હતો. ઇસ્વીસન ૧૯૦૫માં ધોરાજીમાં આવી અલ્પ સમયમાં

તેમણે ઝળહળતી કીર્તિનો પ્રકાશ સર્વત્ર ઝળકાવ્યો અને કામ-કુશળતાની તીવ્ર જ્યોત્સ્નાથી તેમણે આખા ધોરાજીને આંજી દીધું. સં. ૧૯૭૨ના ભયંકર દુષ્કાળ વખતે મૂંગાં પ્રાણીઓની સ્થિતિ અને કંગાલ મનુષ્યોની ત્રાસજનક હાલતે તેમનાં હૃદયને દ્રવિત કર્યું અને ત્રાસ તથા દુઃખથી રીબાતી જનતાને રાહત આપવા તેમણે કમર કસી ધોરાજી ફેમીન રીલીફ કમીટી સ્થાપી તેનું પ્રમુખપદ સ્વીકાર્યું અને મોટી રકમનો ફાળો કરી સંખ્યાબંધ ઢોરો અને મનુષ્યોને કાળના વિકરાળ મુખમાંથી તેમણે બચાવી લીધા અને તેમનું જીવન ધન્ય બનાવ્યું. સં. ૧૯૭૪ની સાલ દેશની તવારીખમાં કાળા અક્ષરે કોતરાયેલી છે. એ સાલ ઇન્ફ્લુએન્ઝાએ આખા દેશમાં કાળો કેર વર્તાવ્યો હતો. બીજા પુણ્યશાળી શ્રીમંતો માફક તેમણે પણ નાતજાતના ભેદભાવ વિના લોકોને કિંમતી દવાઓ આપી જીંદગી કૃતાર્થ કરી. ૧૯૭૫માં દુષ્કાળે પોતાનું રૂપ પ્રદર્શિત કર્યું. મૃત્યુશય્યા પર તરફડતા પ્રાણીઓના હૃદયભેદક આર્તનાદોથી સર્વત્ર અંધકારનું વાતાવરણ આચ્છાદીત થઈ ગયું. દુઃખી જનતા મદદ મદદના પોકાર પાડી રહી. આવા કટોકટીના વખતમાં સર્વ શક્તિમાન વિશ્વંભર વિશ્વેશ કોઈ વિભૂતિને જાગ્રત કરે છે. શેઠ રેવાશંકરભાઈ હિંમત અને સત્યનાં શસ્ત્રથી સજ્જ થઈ કરાળ કાળની સન્મુખ થવા કાર્યાંગણમાં બહાર પડયા અને ધોરાજી પુઅર રીલીફ કમીટી સ્થાપી તન મન અને ધનના ભોગે દેશની હાકલને ઝીલવા એક પગે ઉભા રહ્યા. કમીટીના પ્રમુખપદનો સ્વિકાર કરી મિત્રો અને સ્નેહીઓની સહાયથી રૂા. પચાસ હજારની ગંજાવર રકમ તેમણે ભેગી કરી અને (૧) કાચું અનાજ આપવાનું ખાતું (૨) રાંધેલું અનાજ જમાડવાનું ખાતું તથા (૩) કેટલ કેમ્પ એમ ત્રણ ખાતાંઓ કમીટી નીચે ખોલ્યાં. એ સમયે આસપાસનાં દેશી રાજ્યો અને પંજાબ વગેરે સ્થળેથી અનાજની આવક બંધ થઈ હોવાથી

મુંબઇ સરકારના અનાજના કંટ્રોલર પાસેથી અનાજની આયાતનો પાસ મેળવવામાં તેમણે જહેમત ઉઠાવી છે તે અવર્ણનીય છે. ૧૯૮૨માં વ્યાપાર ઉદ્યોગની આબાદી માટે તેમણે ધોરાજી મરચન્ટસ એસોસિયેશનની સ્થાપના કરી અને તેને સુવ્યવસ્થિત બંધારણમાં મૂકી ત્યારપછી સંવત ૧૯૮૫માં ધોરાજી મરચંન્ટસ કોરપોરેશન (Corporation) નામનું ઘણું માતબર અને મોભાદાર મંડળ ધોરાજીની વ્યાપારી જનતાના ઉત્કર્ષ માટે સ્થપાયું. અને વ્યાપારીઓના આગ્રહથી શેઠ રેવાશંકરભાઈએ તેનું પ્રમુખપદ સ્વીકાર્યું. એ કોરપોરેશન માટે ધોરાજીની વ્યાપારી જનતા તેમની વધુ આભારી બની. આવાં અનેક કાર્યો ઉપરાંત ધોરાજીનાં શહેરીઓના અંદરો અંદરના વાંધાઓ પતાવી તેઓના ધન્યવાદો તેમણે મેળવ્યા છે. તેમને ૧૯૨૯ની સાલમાં ધોરાજી મરચન્ટસ કોરપોરેશન તરફથી ભવ્ય માનપત્ર અર્પવામાં આવેલ. એવાં ઘણાં સન્માનો ધોરાજીની જનતા તરફથી તેમને મળેલાં. રાજ્ય અને પ્રજામાં પણ તેઓ એક સાંકળરૂપ હતા. ૧૯૩૮માં રાજ્ય તરફથી તેમને ગોંડલ રાજ્યના આર્થિક સલાહકારનો માનદ્ હોદ્દો અર્પવામાં આવેલ. તે પ્રસંગે પણ ધોરાજી સીડઝ મરચન્ટસ એસોસિયેશન તરફથી તેમને ભવ્ય અભિનંદનપત્ર આપવામાં આવેલ. વર્ષો પહેલાં પૂ. મહાત્મા ગાંધીજીની પધરામણી વખતે ભાષણ કરવાની પસંદગી શેઠ રેવાશંકરભાઈ ઉપર ઉતરી હતી અને હિંદના માજી વાઇસરોય લોર્ડ વીલીંગ્ડનની ગોંડલમાં પધરામણી વખતે પ્રજા તરફથી અપાયેલ માનપત્ર વાંચવાનું શેઠ રેવાશંકરભાઈને મળેલું. એમ કહેવાય છે કે લોર્ડ વીલીંગ્ડને શેઠ રેવાશંકરભાઈની પાર્લામેન્ટરી સ્પીકર તરીકે પ્રશંસા કરી હતી. શહેનશાહ સીસ્વર જ્યુબીલી ચંદ્રક પણ શેઠ રેવાશંકરભાઈને એનાયત કરવામાં આવ્યો હતો. ધોરાજીના રેલ સંકટ વખતે સ્વ. બાપુ સર ભગવતસિંહજીએ નુકસાની પામેલાઓને રાહત આપવા ૪૦ હજાર

રૂપીઆની રોકડ મદદ અને એક લાખની જમીન માફી આપવા એક રાહત કમીટી નીમી હતી તેમાં પણ શેઠ રેવાશંકરભાઈની નીમણુક થઈ હતી અને શેઠ રેવાશંકરભાઈ એ તેમની જાતે તપાસ કરી ઘેરઘેર જઈ નુકસાની પામેલાઓની ઝુંપડીએ ઝુંપડીએ ફરી દરેકને આર્થિક સહાય સ્વ. બાપુ ભગવતસિંહજી તરફથી પહોંચાડી હતી. તેમણે અનેક પ્રજાહિતનાં કાર્યો કર્યા બાદ મહારાજાશ્રી ભોજરાજજી રાજ્યારોહણ મહોત્સવના પ્રમુખ તરીકે, સાગરે ગોંડલ રાજ્યની આશરે ત્રણ લાખની પ્રજાએ એકમતે તેમને ચૂંટયા. તે કાર્ય પણ તેમણે અત્યંત પરિશ્રમ ઉઠાવી કર્યું. ત્યારબાદ ૧૫મી ઓગસ્ટ કે જે સારાયે હિંદનો મુક્તિદિન હતો તે જ દિવસે ધોરાજીના કમનસીબે કોમી રમખાણ શરૂ થઈ ચૂકયું. આ રમખાણથી હિંદુ-મુસ્લીમ એકતાના હિમાયતી શેઠ રેવાશંકરભાઈને અત્યંત દુઃખ થયું અને પોતાની નાદુરસ્ત તબિયત છતાં તરત જ શાંતિ સ્થાપવાનાં કાર્યમાં પ્રવૃત્ત થયા. તેઓ શહેર-શાંતિ સમિતિના સભ્ય હતા. નાદુરસ્ત તબિયત છતા ભયગ્રસ્ત વિસ્તારોમાં જઈ લોકોને શાંતિનો સદેશો તેઓ આપતા. રાત્રિના બાર બાર વાગ્યે પણ તેઓ હુલ્લડના સમય દરમ્યાન મહત્ત્વનું કાર્ય હોય તો ભરઊંઘમાંથી ઉઠાડે તો કાર્ય કરવા તત્પર બનતા. એ હુલ્લડના સમયમાં તેમણે સારો પરિશ્રમ ઉઠાવ્યો અને એ સાચા દીલના પ્રયાસથી ધોરાજીની કોમી પરિસ્થિતિ શાંત બની. ત્યારબાદ ધોરાજીના મહાજનની પુનર્રચના કરવામાં આવી અને ધોરાજી સમસ્ત મહાજનના પ્રમુખ તરીકે, તેમની કંઈક તબિયતને કારણે અનિચ્છા હોવા છતાં, સર્વાનુમતે તેમની ચૂંટણી કરવામાં આવી. તેમની નાદુરસ્ત તબિયત છતાં મુલાકાતીઓ માટે તેમનાં નિવાસસ્થાનનાં દ્વાર ચોવીસે કલાક ખુલ્લાં જ હતાં

શેઠ રેવાશંકરભાઈની સુવાસ તો સારાયે કાઠિયાવાડમાં પ્રસરી હતી. શેઠ રેવાશંકરભાઈના અવસાનના સમાચાર મળતાં ધોરા-

જીની હિંદુમુસ્લીમ પ્રજા તરફથી તેમના માનમાં સખ્ત સામુદાયિક હડતાલ પાડવામાં આવી હતી. ધોરાજીની જનતા તરફથી તેમને માટે શોકદર્શક ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા. પરશુરામ પોટરી વર્કસ કું. લીમીટેડ મોરબી તરફથી પણ શોકદર્શક ઠરાવ થયો હતો. કહેવાય છે કે તે દિવસે ધોરાજીની નિશાળો પણ ખાલી હતી. વિદ્યાર્થીઓ પણ તે દિવસે શાળાએ આવેલ નહીં. લોકો કહી રહ્યાં છે કે વર્ષોના ધોરાજીના ઇતિહાસમાં આવી ઐતિહાસિક અને સામુદાયિક હડતાલ આ પહેલી જ છે. શોક સભામાં પણ હજારો બિરાદરો તેમને અંજલી અર્પવા એકઠા થયા હતા. રાજ્યને પણ તેઓ ખરે વખતે ખરી સલાહ આપતા અને તેમની સાચી સલાહનો ત્વરીત અમલ રાજ્ય તરફથી થતો. શેઠ રેવાશંકરભાઈની મોટરને ખાસ ગોંડલ રાજ્યે લાલ બોર્ડ વપરાશ માટે આપી એક અપૂર્વ માન બક્ષી એક અદ્ભુત દાખલો બેસાડેલ. તેઓ હિંદુ–મુસ્લીમ એકતા બાબતમાં મહાત્મા ગાંધીજી અને જવાહરલાલ નેહરૂના વિચારો અને સિદ્ધાંતોમાં ચુસ્તપણે માનતા હતા અને તેને અનુસરતા હતા. ધોરાજીની કોમી અશાંતિના સમય દરમ્યાન કાઠિયાવાડ રાજકીય પરિષદના નેતાઓ સાથે પણ તેઓ સંપર્કમાં આવેલા. ધોરાજીએ પોતાના સાચા સુકાની અને સારાયે ગોંડલે એક મહાન માનવી, રાજ્ય અને પ્રજાપ્રિય પ્રખર પુરુષને ગુમાવેલ છે. એમના અવસાનથી સમસ્ત ધોરાજીની જનતા આંસુ સારી રહી છે. તેઓ પોતાની પાછળ બહોળું કુટુંબ, પૂર્વવત સંસ્કારો ખાનદાની તથા તેમની અમર કિર્તિની અનેરી ફુલછાબ મૂકી ગયા છે. તેમની એકધારી વિલક્ષણ છટા, ભલાઈની ભવ્ય ભાવના, નિખાલસ હૃદય અને સહુ પ્રત્યેની સમદષ્ટિ ખરેખર પ્રશસ્ય મણાય. તેમની પ્રવૃત્તિઓ વિશાળ અનેકવિધ અને સર્વદેશીય હતી. માનવતાના સાચા ઉપાસક શેઠ રેવાશંકરભાઇની અમર સ્મૃતિને અમારા લાખ કરોડ વંદન હજો.

# પ્રસ્તાવના

સારાય જગતમાં આજે દાવાનળ સળગી રહ્યો છે. વિશ્વયુદ્ધની જ્વાલાઓ દુનિયાના ખૂણેખૂણે ફરી વળી છે. સમસ્ત વિશ્વ જાણે ભયંકર સંક્રાન્તિ–કાળમાંથી પસાર થઇ રહ્યું છે. અનેક સંસ્કૃતિઓનો આ સગ્રામકાળ છે. માનવ-જીવન ચારેબાજુથી ભીંસાઇ રહ્યું છે ઈર્ષ્યા અને અભિમાન, મોહ અને મમતા, અજ્ઞાન અને જડતા આપણા જીવનને ફોલી ફોલીને ખાઇ રહ્યાં છે. જગતભરમા પશુતા અને પિશાચવૃત્તિનું તાંડવ મચ્યું છે અને માનવી માનવીને ખાઇ જવા તત્પર બન્યો છે જગતના ઇતિહાસની આ ભયાનક ઘડી જ્યારે આપણી સામે આવીને ઊભી છે અને માનવ–સસ્કૃતિને માટે મહાન ભય ઉપસ્થિત થયો છે ત્યારે આપણે જાગીને જોવું જોઇએ કે આપણે ક્યા છીએ અને શા કારણે આ ઉત્પાત મચ્યો છે. સમસ્ત માનવ-જાતને માથે કાળનાં વાદળ ઘેરાતાં આવે છે ત્યારે પણ આપણે જાગ્રત નહિ થઇએ તો આવતી કાલ આથી પણ વધુ ભયાનક આવવાની છે એ નક્કી છે.

વિજ્ઞાનના આ યુગમાં અનેક વિરોધી માન્યતાઓ વચ્ચે આપણું જીવન અટવાઇ ગયેલુ હોવાથી જીવનનુ સાચું રહસ્ય સમજવુ અતિ મુશ્કેલ બન્યું છે. શાંત ચિત્તે, સ્વસ્થ મને, સ્થિર બુદ્ધિથી કદિ આપણે વિચાર કર્યો છે ખરો કે આપણે કોણ છીએ ? 'જીવન' એ શી વસ્તુ છે ? આ ભીષણ ઉલ્કાપાત શાને આભારી છે? આપણે શા માટે અહીં આવેલાં ? જવું છે ક્યાં ? આ રક્તપાત, જંગાલિયત અને

જીવનના ઝંઝાવાતથી તો સૌકોઇ ત્રાસી ગયું છે, પણ એમાંથી મુક્ત થવાનો સાચો માર્ગ કેટલાએ વિચાર્યો છે ! સુખ-શાન્તિ અને આનંદ બધાંય ઇચ્છે છે, પણ એ કઇ રીતે મળે તેની સુસ્થ, તંદુરસ્ત વિચારણા કરવી નથી. સુખ માટે દિન-રાત ફાંફાં મારીએ છીએ, પણ 'સુખ' અને 'દુઃખ' એ ખરેખર શી વસ્તુ છે એનો વિચાર કર્યો છે ! કોઇ કહેશે કે આ બધી મૂંઝવણોનો નાશ ધર્મથી થઇ શકે, પણ એ 'ધર્મ' શું છે એની સાચી સમજણ આપણને છે ખરી ! એ ખરૂં છે કે આપણામાંનાં ઘણાં ધર્મપુસ્તકોનો નિત્યપાઠ કરનારાં છીએ, ત્રિકાળ સંધ્યા કે પૂજા-પાઠ અને જપ-તપ પણ કરીએ છીએ, નિયમિત દેવદર્શને જઇએ છીએ, તીર્થાટન કરીએ છીએ, સંતો અને મહાત્માઓનો સત્સંગ પણ કરીએ છીએ; છતાં આ દુઃખ, ચિંતા, લોભ, મોહ, અજ્ઞાન, વેર-ઝેર, અને કલેશ લેશમાત્ર પણ ઓછાં થયાં હોય એવું દેખાતું નથી એનું કારણ ? જરા થોભો, વિચારો...આપણે જેને 'ધર્મ' માની બેઠા છીએ તે ધર્મ જ નથી ! મહાન તત્ત્વજ્ઞ સર રાધાકૃષ્ણન્ કહે છે તેમ, "The world would be a much more religious place if all the religions were removed from it."—આવા ધર્મોથી રહીત દુનિયા સવિશેષ ધાર્મિક બને એમ કહી શકાય. ધર્મનું સાચું રહસ્ય સમજ્યા વિનાનાં યજ્ઞ-યાગ, કર્મકાંડ, દેવ-દેવીઓની ઉપાસના, મંત્ર-તંત્રનાં અનુષ્ઠાન સર્વ નિરર્થક છે. હૃદયનું પરિવર્તન ન થાય, અંતઃકરણમાં આત્મભાવ જાગ્રત ન થાય, ધર્મનું ખરૂં સ્વરૂપ ન સમજાય ત્યાં સુધી સાચી સમજણ વિનાનાં આ જપ-તપ, પૂજા-પાઠ, દેવ-દર્શન, તીર્થયાત્રા, વ્રત-ધ્યાન કે ઇશ્વરભક્તિનું કશું ફળ નથી.

ત્યારે સત્ય વસ્તુ શું છે ? માનવ-જીવનનું લક્ષ્ય શું ! કયા માર્ગે અંતિમ ધ્યેય પ્રાપ્ત થાય ! ધર્મનું રહસ્ય શું છે ? હૃદયમાં કેવું પરિવર્તન થવું જોઇએ ! અંતઃકરણમાં આત્મભાવ કેમ જાગ્રત થાય !-

આ અને આવા અનેક પ્રશ્નોના જવાબ આપવા માટે 'અમર સંદેશ' નામક એક દળદાર પુસ્તક આ સેવકે તૈયાર કર્યું છે. સંસારના સર્વ સંતાપો, આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત થવા માટે શું કરવું જરુરનું છે, તેમ જ જીવનના ગૂઢતમ પ્રશ્નોનો ઉકેલ સરળતાપૂર્વક કેમ થઈ શકે તે બતાવવાનો પણ એમાં નમ્ર પ્રયાસ કર્યો છે. આ પુસ્તક એનો ઉત્તરાર્ધ છે. પૂર્વાર્ધ પણ સ્વતંત્ર પુસ્તકાકારે 'મુક્તિનો માર્ગ' નામે તૈયાર થઈ રહેલ છે.

પરદેશી વિચારોનો અવ્યવસ્થિત મારો આપણા પર ભયંકર રીતે થઇ રહ્યો છે, અને પશ્ચિમની કેળવણી, પશ્ચિમના સંસ્કાર, પશ્ચિમનાં જીવન-ધોરણ-એમ દરેક રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને જડ-વાદી વિચારસરણીની વિઘાતક અસર આપણાં ઉછરતાં યુવક-યુવતીઓ પર થઇ રહી છે તે સમયે આપણું હિંદી તત્ત્વજ્ઞાન [ Indian Philosophy ] શું છે અને જગતના કોઇપણ દેશમાં, કોઇપણ યુગમાં પ્રકટેલાં તત્ત્વજ્ઞાન અને ધર્મનું એ સુંદરમાં સુંદર અને વધુમાં વધુ સંપૂર્ણ સ્વરૂપ કઇ રીતે છે, તે સમજવાની બહુ જરુર છે.

જગતમાં અત્યારે ધનલોલુપતા, સ્વામિત્વની મહેચ્છા, વૈરવૃત્તિ, વિકારવશતા, વિલાસવૃત્તિ વગેરેથી સમસ્ત માનવજાત સળગી ઊઠતી આપણે જોઇએ છીએ, એ અજ્ઞાન અને જડતાનાં જ પરિણામ છે. અત્યારનું જગત પણ વહેલું-મોડું આપણા ઋષિ-મુનિઓએ પ્રબો-ધેલા આ માર્ગે જ આવશે અને ત્યારે સાચી શાંતિ સ્થપાશે એ વાત નિર્વિવાદ છે.

ભારતવર્ષમાં અત્યારે ધર્મના જે જુદા જુદા પંથો પ્રચલિત છે તેનું મૂળ ઉદ્‌ભવસ્થાન વેદાંતવાદ હોય એમ માનવાને ઘણાં કારણો છે, એટલે હિંદુઓના વિવિધ સંપ્રદાયો આ વેદાંતના જ પાયા ઉપર ઊભા થયેલા હોઇને આ ફિલસૂફી અહીં કેન્દ્રસ્થાને રહેલી જણાશે. જીવનના અન્તિમ લક્ષ્ય પરમાત્મપ્રાપ્તિ માટે ભિન્ન ભિન્ન ઋષિઓ દૃષ્ટાઓ, ધર્મો, સંપ્રદાયો, મતો કે પંથો અનેકવિધ માર્ગ સૂચવે છે,

પણ ટૂંકામાં એ બધાનો સમાવેશ કર્મ, ભક્તિ અને જ્ઞાનમાર્ગમાં થઇ જાય છે એટલે એ ત્રણમાંથી કોઈપણ માર્ગને અનુસરનાર સાધકોને વિચારવાનું મળે એવું પણ આ પુસ્તકોમાં દેખાશે. દ્વૈત, સગુણ-અદ્વૈત અને અદ્વૈત—વેદાંતના આ ત્રણેય મુખ્ય વાદને અનુકૂળ એવી વાતો પણ આમાં જણાશે, કારણ કે આપણો સમાજ અત્યારે જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તેને આ ત્રણેય ધર્મવાદની આવશ્યકતા છે. ખરી રીતે એ કોઈ વિભિન્ન વાદો નથી, પણ એક જ તત્ત્વજ્ઞાનની વિચારસરણીનાં જુદાં જુદાં પગથિયાં છે, બધાય સત્યના એક જ ચીલા પર છે. કોઇ કોઇનો વિરોધ કરતું નથી.

આ પુસ્તકો તૈયાર કરવામાં ધર્મ અને તત્ત્વજ્ઞાનની ગંભીરપણે છણાવટ કરનારા અનેક ચિંતકો, સાધકો તેમ જ યોગીઓનાં લખાણો ઉપયોગી થઈ પડયાં છે. 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' અને ખાસ કરીને તો *'કલ્યાણ કાર્યાલય'નાં સુંદર પ્રકાશનોમાંનાં કેટલાંક લખાણનો* ભાવાનુવાદ કરીને આમાં લેવાથી આ પુસ્તકોની શોભા વધી છે એને માટે તે સંસ્થાઓનું ઋણ સ્વીકારવું જોઇએ. કોઇપણ એક સળંગ પુસ્તકનો આ અનુવાદ કે ભાષાન્તર નથી, પણ આ વિષયને વિશદ બનાવવા માટે જ્યાં જ્યાંથી જ્ઞાનમધુ મળ્યું ત્યાંથી લઇ આવીને મધમાખીની પેઠે આ મધપૂડામાં એનો સંચય કરવામાં આવ્યો છે. ધર્મની તીવ્ર જિજ્ઞાસા જ્યારે જાગે છે અને વધતી જાય છે ત્યારે જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન સંઘરવાની ઊર્મિ થઇ આવે છે, આવી જ કોઈ અદમ્ય ઇચ્છાને વશ બનીને આ સ્વતંત્ર સંકલન તૈયાર કર્યું છે. એની પાછળ કોઇ સાંપ્રદાયિક ધર્મદૃષ્ટિ નથી, પરંતુ ધર્મ-તત્ત્વસંશોધનની જ દૃષ્ટિ રહી છે. કોઇ એકાદ સપ્રદાય કે ધર્મના સંકુચિત વાડાઓ ઊભા કરતા ધર્મ-ઝનૂનને ટાળવા માટે સર્વધર્મ-સમભાવ કેળવવાની જરૂર છે એ હું સ્વીકારું છું જ.

આ પુસ્તકોના સંયોજનમાં જેમનાં કિંમતી લખાણો ગૂંથ્યાં છે

અને જેમની અમૂલ્ય પ્રસાદીઓ વડે આ રસથાળ તૈયાર થઈ શક્યો છે તે વિદ્વાનોમાંઃ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ, શ્રી૦ હનુમાનપ્રસાદજી પોદાર, શ્રી૦ લક્ષ્મીદત્તજી તિવારી, શ્રી૦ જયંતિલાલભાઈ મં. ઓઝા, શ્રી૦ નાજુકલાલભાઈ ચોકસી, શ્રી૦ 'શિવ' શ્રી'કૃષ્ણ,' શ્રી૦ લૉવેલ ફિલ્મોર, રેવ૦ આર્થર ઈ૦ મૈસી, શ્રી૦ એચ. એચ. પિકેટ, શ્રી૦ સમર્થ રામદાસ સ્વામીજી, શ્રી૦ સીતારામજી ગુપ્ત વગેરે મુખ્ય છે. એ સર્વ વિદ્વજ્જનોનો હું ઋણી છું.

જીવ, જગત, આત્મા, ઈશ્વર, ઉપાસના વગેરે સંબંધેની કેટલીક પરંપરાગત ભ્રમણાઓનું નિરસન કરી તેનું સ્વરૂપ સમજવામાં આ પુસ્તકો કંઈક મદદરૂપ થાય, જીવનનાં મહાસત્યો તરફની દૃષ્ટિ સ્વચ્છ બનાવે, અને ધર્મ એ વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ જીવનવિકાસની એક સાધના છે એમ સમજાવવામાં ઓછેવત્તે અંશે સફળ થાય તો એની પાછળનો શ્રમ લેખે લાગ્યો ગણાય. વાચકની તત્ત્વજ્ઞાનની જિજ્ઞાસા તૃપ્ત ન થાય કે તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં ઊતારવાનું શિક્ષણ આમાંથી ન મળે તો ફિકર નહિ, પણ જ્ઞાનની ઇચ્છા માત્ર જાગ્રત થશે, સંત, યોગી, જ્ઞાની કે ભક્તની મનોદશા ઓળખવા જેટલી ભૂમિકાએ પણ તે આવી શકશે તો પણ મને સંતોષ થશે. અરે! જીવનના ગહન પ્રશ્નો વિષે આ પુસ્તકો ચિંતન જગાડે તો પણ ઘણું છે.

છેલ્લે આ કાર્યમાં મને એક યા બીજી રીતે પ્રેમભાવે સહાય આપનાર સૌ મુરબ્બીઓ અને સ્નેહી-મિત્રોનો આ સ્થળે આભાર માનું છું. આ પુસ્તકો કંઈક ઉપયોગી થઈ પડે તો તેનો બધો યશ ઉપર જણાવેલા વિદ્વાનોને છે. હું તો એક નિમિત્ત માત્ર છું. પુસ્તક વિષે આથી વધુ મારે કાંઈ જ કહેવું નથી. એ પોતે ન બોલી શકે તો એના અસ્તિત્વનો કાંઈ અર્થ નથી. માત્ર અસહ્ય મોંઘવારીને અંગે અને બીજી કેટલીક મર્યાદાઓને લીધે એની કિંમત આટલી રાખવી પડી છે એનું દુઃખ રહી જાય છે.

લાઠી,
[ કાઠિયાવાડ ]

— મોહનલાલ ધનેશ્વર દવે

## ચિન્તન—મનન

દેવાલયમાં કે મંદિરમાં પ્રાર્થના કરી લીધી એટલે બધું પતી ગયું એમ ન સમજશો. મંદિરમાં દર્શન કરવાથી કે પૂજાપાઠના મંત્ર ભણવાથી કાંઇ મુક્તિ મળવાની નથી; ઇશ્વરને મુજરો કે સલામ ભરવાથી કે દંડવત્ પ્રણામ કરવાથી કાંઇ સરવાનું નથી, ક્ષણે ક્ષણે અને પ્રત્યેક પળે તમારા જીવનની રગેરગમાં ઇશ્વરત્વ અનુભવાવું જોઇએ. પ્રત્યેક પળે અહંકારનું ઉચ્છેદન થવું જોઇએ. સ્નેહીઓ, સંબધીઓ સાથેના કે વ્યવહારના બધા કામકાજમાં તમારે સત્યરૂપી ઇશ્વરનો અનુભવ કરવાનો છે

—સ્વામી રામતીર્થ

જીવ અને પરમાત્મા એ પર્યાય શબ્દ છે; બન્નેનો અભિપ્રાય એક જ છે, તેથી એમા ભેદબુદ્ધિ ન કરવી. અભિમાનથી દૂર રહેવું, દંભ અને હિંસા વગેરેનો ત્યાગ કરવો, બીજાના કરેલા આક્ષેપો સહન કરવા, બધે સરલભાવ રાખવો, મન, વચન અને શરીર વડે સાચી ભક્તિથી સદ્‌ગુરુની સેવા કરવી, બાહ્ય અને આંતરિક શુદ્ધિ રાખવી, સત્કર્મોમાં તત્પર રહેવું, મન, વાણી અને શરીરનો સંયમ કરવો, વિષયોમાં પ્રવૃત્તિ ન રાખવી, અહંકારશૂન્ય થવુ, જન્મ, મૃત્યુ, રોગ અને ઘડપણ વગેરે કષ્ટોનો વિચાર કરવો, પુત્ર, સ્ત્રી અને ધન વગેરેમાં આસક્તિ તથા મમતા ન રાખવાં, ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તને હંમેશાં પ્રસન્ન રાખવું, હું જે સર્વાત્મસ્વરૂપ રામ છું એમાં અનન્ય બુદ્ધિ રાખવી, જનસમૂહથી શૂન્ય એવા પવિત્ર દેશમાં રહેવું, સંસારી લોકોથી સર્વદા ઉદાસીન રહેવું, આત્મજ્ઞાન માટે હંમેશાં ઉદ્યોગ કરવો, તથા વેદાન્તના અર્થનો વિચાર કરવો–આવાં સાધનોથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને એનાથી વિપરીત આચરણ કરવાથી વિપરીત ફલ (અજ્ઞાન) મળે છે.

—અધ્યાત્મ રામાયણ

## ત્યાગ અને પવિત્રતા

વેદ-વેદાંત અને પુરાણાદિ ગ્રંથોનું ખૂબ અધ્યયન તેમજ અનુશીલન કરવા છતાં પણ જિજ્ઞાસુના જીવનમાં ત્યાગ અને પવિત્રતાની ઉપેક્ષા કરવામા આવી હોય તો એને અંતમાં નિરાશ થવું પડે છે, કેમકે સાધનમાર્ગનાં પહેલાં બે પગથિયાં ત્યાગ અને પવિત્રતા છે, જેના વિના કોઇ આ માર્ગ પર આગળ વધી શકતું નથી. સાધક સાધનપથ પર પોતે જ ચાલવું પડે છે, વધુમાં વધુ આત્મસમર્પણ અને આત્મોત્સર્ગ કરવાની જરુર પડે છે અને તો જ એના હૃદયની અંધારી કોટડીમા પ્રકાશ પથરાય છે.

- સેંટ બર્નાર્ડ કહે છે–'બાહ્ય પ્રકૃતિ ઇશ્વરની છાયા છે અને અન્તરાત્મા એનું પ્રતીક છે. વિશુદ્ધ અન્તરાત્મા, જે પોતે પોતાને શોધી રહેલ છે, એનું મુખ્ય અને વિશિષ્ટ દર્પણ છે. જો ઇશ્વરની દિવ્ય અદૃશ્ય સત્તાઓ સૃષ્ટિની વસ્તુઓદ્વારા સમજાય છે અને સ્પષ્ટ દેખી શકાય છે, તો હું કહું છું કે ઇશ્વર સબંધી એ જ્ઞાન એના આ પ્રતીકમાં, મારા અન્ત સ્થિત અન્તરાત્મામાં અંકિત છે; આથી વધુ સુંદર છાપ એ જ્ઞાનની ભલા બીજે કયાં હોઇ શકે ? આ કારણથી જે કોઇ ઇશ્વરના દર્શનના પ્યાસી હોય તે પોતાના આ દર્પણને, એનો એક એક ડાઘ કાઢી નાખીને, નિર્મળ બનાવી દે; પોતાના હૃદયને શ્રદ્ધાથી વિશુદ્ધ કરી દે.'

જ્યાં સુધી મનુષ્ય પોતાના જીવનને શુદ્ધ કરવાના કાર્યનો આરંભ નથી કરતો, જ્યા સુધી તે પોતાના આચાર-વિચારમાં સચ્ચાઇ નથી આણતો, જ્યાં સુધી એ સન્માર્ગ પર એવી દઢતાની સાથે નથી આગળ વધતો કે બહારનું કોઈ પણ પ્રલોભન પોતાને એ માર્ગ પરથી વિચલિત નહિ જ કરી શકે, જ્યા સુધી એ ક્રમમા ક્રમ પોતાની સમક્ષ સદાચારનો કોઇ આદર્શ રાખીને એને અનુરૂપ પોતાનું જીવન બનાવવાનો પ્રયત્ન નથી કરતો ત્યાં સુધી એની બધી વાતો લુખ્ખી છે. એનાથી ખરેખર કાંઈ જ બનવાનું નથી.

શાન્તિના ધામમાં જવાનો બીજો કોઈ માર્ગ નથી; જે છે તે આ જ પુરાતન સંકીર્ણ માર્ગ છે—અને તે એ કે સર્વ બુરા માર્ગોને છોડી દો અને શુદ્ધ બનો, સર્વના સહાયક બનો, બીજાને માટે ત્યાગ કરતા શીખો.

વ્યાવહારિક યોગની પ્રથમાવસ્થા શરીર અને મનનો નિગ્રહ છે. સંસારના સર્વ મહાન ધર્મોમાં ઊંચે લઇ જનાર—ઉન્નતિના પંથનું આ જ ભાથું છે. આ સર્વ ધર્મગ્રન્થોમાં વિવિધ દૃષ્ટિએ લખેલ છે, પણ એ ગ્રન્થો ભણવાથી જ માત્ર કામ સરવાનું નથી. એમાં જે નિયમોનું વિધાન કરેલ છે એનું પાલન કરવું પડે છે. એક પછી એક સર્વ દોષોને દૂર કરો. પ્રથમ એક દોષ અથવા ત્રુટિ લો. એ દોષનો જે પ્રતિદ્વન્દી ગુણ હોય, એના પર નિત્ય પ્રાતઃકાળમા પોતાના મનને એકાગ્ર કરો અને દિવસ દરમિયાન એને અનુરૂપ કાર્ય કરવાની ટેવ પાડો. થોડાંક અઠવાડિયા કે મહિનાઓમાં અગર ઓછા-વધુ સમયમાં એ દોષ અથવા ત્રુટિ દૂર થઇ જશે અને એને સ્થાને એનો વિરોધી સદ્‌ગુણ આવી જશે.

જ્યારે અહંકારના ત્યાગથી હૃદયની આંખો પર પડેલ પડદો ખસી જાય છે ત્યારે મનુષ્ય પોતે પોતાની જાતને એવા રૂપમાં

જુએ છે, જેવા રૂપમાં એને ઇશ્વર દેખાય છે અને ઉત્તમ કર્મ કરવામાં સમર્થ બને છે. ઉત્તમ ગુણોનું ચિન્તન કરવાથી ઉત્તમ કાર્ય કરવાની શક્તિ વધે છે અને એનું આકર્ષણ પણ વધે છે.

મનુષ્ય પોતાના પહેલાના વિચારોથી, ગુમાવેલા સુઅવસરોથી, પોતાની ભૂલોથી, પોતાની મૂર્ખતાપૂર્ણ વિષયાધીનતાથી બંધાયેલ રહે છે. વખતોવખત માણસ જે ઇચ્છાઓ કરે છે, જેની પાછળથી એને યાદ પણ રહેતી નથી, એનાથી એ બંધનમાં પડે છે. કોઇ વખતે એના વડે જે ભૂલો થઇ ગયેલી એ જ પાછી એની બેડીઓ બની જાય છે, તથાપિ મનુષ્યની કેવળ આ બહારની સત્તા છે જે આ રીતે બાંધે છે, અન્ત સત્તાથી મનુષ્ય જેવું જે કાંઈ છે તે બંધાતું નથી. જેણે એના આ ભૂતકાળનું નિર્માણ કર્યું, જેમાં એનો વર્તમાનકાળ કેદ થયેલ છે, એ આ કેદખાનાની અંદરથી પણ કર્મદ્વારા પોતાનું મુક્ત ભવિષ્ય નિર્માણ કરી શકે છે. મનુષ્યે આ જાણવું જોઇએ કે પોતાનો આત્મા સદાય મુક્ત છે; અને એ જ્ઞાન થતાં જ એને જકડી રાખનાર સર્વ લોખંડી બેડીઓ તડાતડ તૂટી જશે એને આ જ્ઞાન જેટલા પ્રમાણમાં થશે તેટલા પ્રમાણમાં એને પોતાના બંધનના મિથ્યાત્વની પ્રતીતિ થશે.

આપણી સર્વ સીમાઓ—મર્યાદાઓ—આપણે જ નિર્માણ કરેલ છે. કામ–ક્રોધાદિ વિકારોનુ શમન જલદી નથી થતું, પરંતુ હરકોઇ એની સાથે લડી શકે છે અને હાર પામવા છતાં પણ વિજયી બનવાનો નિશ્ચય કરીને પુન. પુનઃ લડત કરી શકે છે.

સાધક તો આ કેદખાનાની વચમાં પણ સદા મુક્ત જ છે. એના પોતાના સિવાય એનો કોઇ જેલર નથી. માત્ર પોતે મુક્ત હોવાનો સકલ્પ કરી લે એટલે એ દૃઢ સંકલ્પના બળથી જ મુક્ત બની જશે, જો આપણે એવી શંકા કરીએ કે આપણે'હારીશું' તો ?

તો નક્કી આપણે હારવાના જ. એક અંગ્રેજ વિદ્વાન (જેમ્સ એલન) જેણે પોતાનું જીવન પોતાના ઉપદેશ અનુસાર જ બનાવેલું, તે લખે છે. 'કદાચ તમે દસ વાર હારો તો પણ હિંમત ન હારતા; સો વાર હાર થાય તો પણ હિંમતપૂર્વક ફરીથી ઊઠો, અરે ! હજાર વાર હાર પામો તો પણ નિરાશ થતા નહિ ખરેખર તમે સાચા રસ્તા પર હશો તો તમારો વિજય એકવાર થવાનો જ છે અને તે નિશ્ચિત છે, માટે એ રસ્તો છોડી ન દેશો.'

પહેલાં યુદ્ધ, પછી વિજય; પહેલાં પરિશ્રમ, પછી વિશ્રામ; પહેલાં દુર્બળતા, પછી બળ; આરંભમાં નિકૃષ્ટ જીવન અને જીવન-યુદ્ધનાં તાપ અને ક્ષોભ; અંતમાં સુંદર જીવન, મૌન અને શાન્તિ.

સત્યનું જ્ઞાન થવું–સત્યને જાણી લેવું–એ જ મુક્તિ છે, પણ સત્યને જાણવા માટે શું શું કરવું જોઇએ ?

(૧) પોતાના નિકૃષ્ટ આત્મભાવ–અહંકારને છોડી દઇને જીવ-સેવામાં લાગી જવુ જોઇએ.

(૨) કોઇ પણ પદાર્થ યા શરીરમાં આસક્તિ ન રહે એને માટે સતત પ્રયત્ન કરવો જોઇએ; અને આપણે જે કાંઇ છીએ એટલું જ નહિ આપણી પાસે જે કાંઇ છે તે બધું જ સમર્પણ કરી દેવું જોઇએ અને એના બદલામાં કોઇપણ વસ્તુની ઇચ્છા ન રાખતાં કેવળ સેવાના અવસરની ચાહના કરવી જોઇએ.

(૩) દુન્યવી પદાર્થોની ક્ષણભંગુરતાને બરાબર સમજી લેવી જોઇએ.

(૪) એ કાર્યને દૃઢતાપૂર્વક વળગી રહેવું જોઇએ, જે પૂર્ણ કરવાનું હોય.

(૫) માર્ગમાં આવતાં રમ્ય–પુષ્પ–કોમળ દૃશ્યો તરફ પીઠ ફેર-વીને સીધા યોગ–પર્વત પર ચઢી જવાનું છે. એને માટે ગમે તેટલી

કિંમત ચૂકવવી પડે-ગમે તેટલું કષ્ટ ઊઠાવવું પડે તો પણ એ ધ્યેય ચૂકવાનું નથી. જીવનની પ્રત્યેક પળ જે ત્વરિત ગતિએ વીતી રહેલ છે તે જ ગતિએ આ માર્ગ પર આગળ વધવાનું છે.

અધોગામિની પ્રકૃતિનું શુદ્ધિકરણ એ પણ સાધનક્રમનું એક અતિ આવશ્યક અગ છે. એનું એક-એક અંગ ઉર્ધ્વગા પ્રકૃતિના સ્વરની સાથે મળેલ સ્વરથી સ્પંદિત થવું જોઈએ. આ નિમ્નગા પ્રકૃતિ મનુષ્યની સત્તાનો કેવળ એ અસ્થાયી અંશ છે, જેને આપણે વ્યક્તિ-વિશેષ કહીએ છીએ અને જે સનાતન આત્મસ્વરુપ નહીં બલ્કે અનેક જન્મજન્માંતરોથી સંગૃહીત સંસ્કારો, વાસનાઓ, પ્રાકૃત ગુણો અને વિશેષતાઓનો એક સમૂહ માત્ર છે. એની પણ જીવનમાં થોડી આવશ્યક્તા હોય છે, પણ એનું કામ પતી જાય કે તરત જીવ એ સર્વને પોતાના માથા પરથી ઉતારીને ફેંકી દે છે, અને સનાતન આત્માની સહજ મુક્તાવસ્થા તેમ જ પૂર્વતન પવિત્રતામાં નિમજ્જિત બની જાય છે. સાધનામાર્ગમા આ નિમ્નગા પ્રકૃતિની એકેએક વાતને શુદ્ધ કરી લેવી પડે છે.

એટલું અત્યંત આવશ્યક છે કે સાધક આ વાતને બરાબર સમજી લે કે આ શરીર મારૂં અધિનાયક નથી, એને એવું બનવા પણ ન દેવું જોઈએ. સંત ફ્રાન્સિસ પોતાના શરીરને 'ભાઇ ગર્દભ' કહેતા હતા, કેમકે એ જાણતા હતા કે એ પોતાનો દાસ છે, પોતાના તાબામાં રાખવાની ચીજ છે આ શરીરની ગમે તેવી ઇચ્છાઓ હોય-ગમે તેવી આદત એને પડી ગઇ હોય, પણ એ પોતાનો નોકર છે, અને તેને પોતે ઇચ્છે તે કામમાં લગાડી શકાય છે જે ક્ષણે મનની લગામ શરીરના હાથમા આવી જાય છે અને શરીર મનુષ્ય ઉપર પોતાની હુકૂમત ચલાવવા લાગી જાય છે, તે ક્ષણે જીવનનો ઉદ્દેશ કાઇનો કાંઇ બની જાય છે અને કોઇપણ પ્રકારની જરાપણ

ઉન્નતિ થવાનો સભવ રહેતો નથી આ ભૌતિક શરીરની રચના પણ કોઇ એવી છે કે એને અનાયાસે નોકર યા યત્ર બનાવી શકાય છે. એને કદાચ કોઇ ખગાબ આદત પડી ગઇ હોય તો એ આદત છોડવામા એ ગજી નહીં થાય, એ આદત છોડાવતાં શરીર ભારે તોફાન મચાવશે, પણ જો એના પર જબરદસ્તી કરવામાં આવે, અને એ જે કાંઇ વાધા ફિકાવે તે સર્વ તોડી નાખવામાં આવે અને એ રીતે મનુષ્ય એની પાસે ધાર્યું કરાવવાનો આગ્રહ રાખે તો જતે દિવસે શરીરને એનો અભ્યાસ થઇ જતાં ખુશીથી એ પ્રમાણે કરવા માડે છે, જેવી રીતે એ પૂર્વના અભ્યાસને અગે આગળનુ આચરણ કરતુ હતુ, જે મનુષ્યે બદલી નાખવાનુ જરુરી માન્યુ અભ્યાસ એક એવી ચીજ છે જે સાધક પણ બને છે અને બાધક પણ બને છે અને શરીર ત્યારે જ નમતુ આપે છે જ્યારે એ સમજે છે કે મારો કોઇ માલિક છે અને એ માલિક એવો નથી જેના કામમા પોતે ડખલ કરી શકે. ભૂતકાળ ગમે તેવો પસાર થયો હોય, પણ જાગ્યા ત્યાગ્થી સભાળો બગડેલી બાજીને સુધારી લો. તમારી અદર જે કામનાઓ છે તેનાથી તમે મુક્ત થઇ શકો છો અને એ અનુભવ કરી શકો છો કે જે બુરાઈઓમા તમારૂ શગીર આનદમગ્ન થતુ હતુ, તેજ શરીર હવે એ બુરી આદતોથી મુક્ત થયા બાદ એ બુરાઈઓનો ભારે વિરોધ કરવા લાગે છે. આને માટે બસ, એકજ રસ્તો છે-સ્થિર ધ્યાન અને યુધ્ધ આ રીતે મનુષ્ય શરીરની બુગાઇઓથી પોતે પોતાની જાતને મુક્ત કરી શકે છે.

જ્યારે કોઇ ખરાબ ભાવ ચિત્તમા ઉત્પન્ન થાય ત્યારે કોઇ પ્રિય સદ્વચન અથવા કોઇ પવિત્ર શ્લોકનુ સ્મરણ કરી લેવુ એ ઘણીવાર લાભકારક થઇ પડે છે, અદર મનમા એવો દૃઢ વિશ્વાસ પણ હોવો જોઇએ કે 'બુગઇની ઇચ્છા કરનાર—દુષ્ટ કામના કરનાર—હુ નથી પણ આ શગીર છે, એને બરાબર શિક્ષા કરીને મારી આજ્ઞા

પાળનાર બનાવીશ.' એવો વિશ્વાસ પણ પૂરેપૂરો હોવો જોઇએ કે ગમે તેમ થાય, અંતે તો મારો વિજય થવાનો છે.

જ્યારે કોઇ લોભ–મોહ તમારો માર્ગ રોકીને ઊભા રહે ત્યારે તમારી સર્વ શક્તિથી એનો સામનો કરો અને કદાચ તમે હારો તો પોતાના મનને કહો કે, ' ફીકર નહીં, હું વિજયના માર્ગ પર–વિજયની દિશામાં–એક કદમ આગળ વધેલ છું. મારા હૃદયમાં વસનાર અન્તર્યામીના બળથી હું ગમે તે કરવાને શક્તિમાન છું.' પ્રતિકાર અથવા યુધ્ધ કરવાનો અર્થ પણ શક્તિનો સંચય કરવો એ છે.

શુભ કામનાઓ–પવિત્ર ઇચ્છાઓ–જેમ જેમ વધતી જાય છે અને પુષ્ટ બનતી જાય છે તેમ તેમ અશુભ કામનાઓ નાશ પામતી જાય છે–પોષણ–રસ ન મળવાથી મરતી જાય છે. અશુભ વાસનાઓ જરાક માથું ઊંચકે કે તરત વિચાર એનું ગળું દબાવે છે અને કાર્યરૂપમાં પ્રકટ થવા ન દેતાં કહે છે, 'ઇન્દ્રિયોના વિષયો ! હટી જાઓ શરીરની અંદર રહેનાર આ સંયમી પુરુષથી ! ' કામનાઓ મૂંઝાય છે, ખોરાક ન મળવાથી ભૂખે મરી જાય છે. પવિત્ર વિચારોથી ઇન્દ્રિયોની અસદ્વાસનાઓનું આ રીતે નિયમન કરી શકાય છે.

આત્મશુદ્ધિની બે અવસ્થાઓ—કર્ત્તવ્યનું કર્ત્તવ્યબુદ્ધિથી પાલન અને સુખપૂર્વક સ્વેચ્છાથી પોતાની દરેક વસ્તુનો ત્યાગ–બહુ જ મહત્વપૂર્ણ છે.

શરીરનું પ્રત્યેક અંગ—અંતરંગ અને બહિરંગ—શુદ્ધ હોવું જોઇએ યોગ્ય યમ-નિયમદ્વારા આમ થવું જોઇએ. પ્રકૃતિને સમજાવીને સરતા પર લાવવી જોઇએ અને આહાર-વિહારાદિમાં સાવધાન અને નિયમિત રહીને સદા સન્માર્ગ પર ચાલવાની જરુર છે. આ રીતે શરીરને શિક્ષાદ્વારા નિયમિત કરીને પૂર્ણતયા મન–બુધ્ધિ અને આત્માને અધીન કરવું જોઇએ.

શુક્રના વેગને સંયત અને નિયત કરવાને માટે ગાર્હસ્થ્યનું વિધાન કરેલ હતું. સર્વને માટે બ્રહ્મચર્યનું વિધાન નહોતું. ગૃહસ્થાશ્રમમાં ત્યાગના અભ્યાસદ્વારા ધીરે ધીરે નિમ્ન પ્રકૃતિને એના મિથ્યાચારમાંથી ખેંચીને—નિયત કરીને, સર્વથા ઉદાત્ત પ્રકૃતિને અધીન કરવી જોઇએ. પ્રેમનું જે સ્વાર્થમય સ્થૂળ નિકૃષ્ટ રૂપ છે, એને ક્રમશઃ ઉન્નત કરીને પ્રેમનો એ ભાવ પ્રાપ્ત કરવો જોઇએ, જે પોતાના પ્રેમપાત્રને માટે ત્યાગ કરવામાં પ્રસન્ન થાય. આ પ્રેમ પછી પોતાની અન્તિમ અવસ્થામાં પરમલક્ષ્ય તરફ અભિમુખ થાય છે. કર્મયોગની સ્થિતિમાં એનો વિકાસ થાય છે. આ પ્રેમમાં મનુષ્ય આપવાનું-બસ, આપી દેવાનું જ જાણે છે, બદલામાં કાંઇ લેવાનું એ જાણતો જ નથી, કૃતજ્ઞતાની ઈચ્છા પણ કરતો નથી, સ્વીકૃતિની પરવા પણ કરતો નથી, અજ્ઞાત રહીને કર્મ કરવાનું જ એ જાણે છે. જ્યાં એના કાર્યની પ્રશંસા થાય છે, એનો યશ—એની કીર્તિ ફેલાય છે, ત્યાં રહેવાને બદલે એ એવી જગ્યાએ જઇને કર્મ કરે છે જ્યાં એને કોઇ જાણે નહીં—કોઈ માને નહીં. પ્રેમની શુદ્ધિની જે અન્તિમ સ્થિતિ છે તે આ છે, જ્યાં પ્રેમ ભગવત્સ્વરુપ જ બની જાય છે, જ્યાં મનુષ્ય કેવળ આપે જ છે, (કેમકે આપવું—આનંદ વિતરણ કરવું એ જ એનો સ્વભાવ છે) જ્યાં પોતાને માટે એ કાંઇ જ ચાહતો નથી—સિવાય કે પોતાની માફક પ્રાણીમાત્રનું સુખ.

ત્યાગ અને પવિત્રતા,—સાધનક્રમનાં આ બે પગથિયાં પર પ્રથમ ચઢયા વિના કોઇ પણ સાધનાનો ચઢાવ ચઢીને શિખર પર પહોંચી શકતું નથી. સાધના માટે સૌથી પહેલાં ધ્યાનમાં રાખવાની આ બે વસ્તુઓ છે. એ સાધ્ય થયા પછી જે જે કાંઇ કરવાનું હશે તે ક્રમે ક્રમે સાધકને પોતાને આપોઆપ જ સમજાતું જશે. જેમ જેમ અજ્ઞાન ઓછું થતું જશે, પ્રત્યેક પદાર્થ વધુને વધુ ઉદ્‌ભાસિત થશે, જેમ જેમ દુર્બળના ક્ષીણ થતી જશે, પ્રત્યેક પદાર્થમાં અધિકાધિક

## ભૂલતાં શીખો !

**અ**મેરિકાના એક આગેવાન ડૉક્ટર ' મૅડિકલ ટૉક ' (Medical Talk) નામક પત્રમાં લખે છે કે " વર્ષોના અનુભવ પછી હું એ નિર્ણય પર આવ્યો છું કે દુઃખ દૂર કરવા માટે 'ભૂલી જાઓ'થી વધુ સારી કોઇ દવા નથી." પોતાના લેખમાં એ લખે છે—

જો તમે શરીરથી, મનથી અને આચરણથી સ્વસ્થ બનવા ઇચ્છતા હો તો અસ્વસ્થતાની બધીય વાતો ભૂલી જાઓ.

રોજરોજ જીવનમાં નાની-મોટી ચિંતાઓ માથે લઇને ફર્યા ન કરો, એને ભૂલી જાઓ. એવી ઉપાધિઓને પોષો નહિ, તમારા દિલમાં એને સાચવી રાખો નહિ—એને તો અંદરથી ખેંચી કાઢીને ફેંકી દો અને પછી ભૂલી જાઓ.

માનો કે કોઇએ તમારું અપમાન કર્યું અગર કોઇ એવા જ બનાવથી તમારું દિલ દુખાયું—તમને એ કારી ઘા જેવું લાગ્યું. સંભવ છે કે સામી વ્યક્તિએ જાણી-બૂઝીને એવું ન કર્યું હોય છતાં ધારી લો કે જાણી-જોઇને જ એણે એવું કર્યું છે તોપણ તમે એ ઘાવ મનમાં શા માટે રાખ્યા કરો છો ? એથી તમારા દિલનું દર્દ ઓછું થવાને બદલે ઊલટું વધશે. ભૂતકાળની દુઃખભરી વાત સ્મૃતિમાં રાખીને વધુ દુઃખી શાને થાઓ છો ? અરે ભાઇ, ભૂલી

જાઓ, એને વારંવાર યાદ કરી ચિંતાની જાળ ગૂંથો નહિ. ભૂલી જાઓ, એના પરથી ચિત્ત હટાવી લ્યો, આંખો ફેરવી લ્યો, મન ખેંચી લ્યો.

અન્ય તરફ તમારા મનમાં જે ઘૃણા, દ્વેષ, ઈર્ષ્યા, દુર્ભાવ આદિનો જે ડંખ છે તે તમારા જ શરીર–મન–પ્રાણમાં ઝેર ફેલાવી રહેલ છે. આ તમામ વાતોને તમે તમારા દિલમાંથી બહાર ફેંકી દો, મનમાંથી કાઢી નાખો, હૃદયમાંથી દૂર કરો અને પછી તમે જોઈ શકશો કે તમારામાં એવી પવિત્રતા, એવી સ્વચ્છતા આવશે જે વડે તમારૂં શરીર અને મન પૂર્ણતઃ સ્વસ્થ અને નિર્મળ બની જશે. તમે આવા ઝેરને–આવી સ્મૃતિને પોષી તમારા જ હાથે તમારી હત્યા કરી રહ્યા છો. શું તમે આ નથી જાણતા? એટલે જ કહું છું કે ભૂલી જાઓ, ભૂલાવી દો.

મોટાં મોટાં સંકટ, વિપત્તિ અને દુઃખના સમયે શું કરવું? કદિ આપણા ઉપર દુઃખનો પહાડ તૂટી પડયો હોય, વિપત્તિની વિજળી ત્રાટકી હોય, કોઈએ આપણા સત્યાનાશનાં કાવતરાં કર્યાં હોય અગર આપણી કોઈ પરમ પ્રિય વ્યક્તિ આપણને ઝુરતા મૂકીને મૃત્યુના મુખમાં સમાઈ ગઈ હોય–આવા સમયે જ્યારે આપણા ઘાવ ગંભીર અને મર્મઘાતક હોય ત્યારે આપણે શું કરવું? શું એને પણ ભૂલી જવું અને ભુલાવી દેવું? હા...હા . એને પણ, એને પણ ભૂલી જાઓ—ધીરે ધીરે અને રફતે રફતે, પણ એને ય ભૂલી જાઓ. એમાં જ તમારૂં ભલું છે. ભવિષ્યમાં આથી તમે અધિકાધિક સુખ મેળવશો, શાન્તિ પામશો.

દુઃખની, ચિન્તાની, બિમારીની વાતો ન કરો, ન સાંભળો. સ્વાસ્થ્યની, આનંદની, પ્રેમની, શાન્તિની જ વાતો કરો અને એવી

વાતો જ સાંભળો. અને જુઓ કે તમે સ્વાસ્થ્ય મેળવશો, આનંદ મેળવશો, પ્રેમ અને શાન્તિ મેળવશો.

અને હું તમને અનુભવથી કહી રહ્યો છું, સાચું માનજો કે દુઃખોનો ભાર ઉતારી નાખવો એ ધારીએ છીએ તેટલું મુશ્કેલ નથી, બહુ જ સહેલું છે. શરુઆતમાં એ ટેવ પાડતાં જરા સમય લાગશે, થોડી મુશ્કેલી પણ પડશે, પરંતુ ટેવ પડી ગયા પછી તો તમે વાતવાતમાં મહાનમાં મહાન ચિન્તાને પણ સ્મરણપટ પરથી આસાનીથી ઉડાવી દઇ શકશો, અને એ રીતે ભૂલી જવામાં અને ભુલાવી દેવામાં એવા અભ્યસ્ત થઇ જશો કે જીવનને દુઃખમય અને ઝેરભર્યું કરી મુકનારી સર્વ વાતો પણ તમારી સામે ટક્કર નહીં ઝીલી શકે. શરમાઇને-હાર પામીને એ દુ.ખની વાતો ચાલી જશે આ સસાર તમારે માટે આનંદમયનો આનંદવિલાસ પ્રતીત થશે, કેમ કે એમાં દુઃખ, અભાવ, પીડા, કષ્ટ વગેરે જેવી કોઇ વસ્તુ જ નહિ રહે.

ભૂલતાં શીખો, ભુલાવતાં શીખો, ભાઇ! જો શરીરનુ સ્વાસ્થ્ય અને મનની શાન્તિ મેળવવા ચાહતા હો તો ભૂલતાં શીખો, ભૂલતાં શીખો!*

* 'Unity' પરથી.



જે પરિપૂર્ણ પરમાત્મા છે તેમાં જ સુખ છે, અલ્પમાં સુખ નથી, એવુ શ્રુતિનું વાક્ય છે તેથી જે અલ્પ છે તે દુઃખરૂપ છે.



# વિચાર : તેની શક્તિ અને અસર

તમારો પ્રત્યેક વિચાર—જે કાંઇ તમે તમારા મનમાં ચિન્તવન કરો છો અને વિચારો છો, એ તમારી અંદર નિશ્ચિત સ્વરૂપ ધારણ કરે છે, તમારા સંસ્કારનું એક અંગ બની જાય છે. એટલુ જ નહિ વિશ્વ–ચેતના પર પણ તમારા વિચારની છાપ પડતી રહે છે અને વિશ્વ–ચેતનાની અંદર પણ તમારા વિચાર પોતાનું રૂપ ધારણ કરતા રહે છે.

આ સંસાર—જે આપણે જોઇ રહ્યા છીએ તે અવ્યક્તનું વ્યક્ત સ્વરૂપ છે. અવ્યક્તમાં જેવા વિચાર ઊઠયા, જેવા સંકલ્પનો ઉદય થયો, જેવી સ્ફૂરણા અને વાસના જાગી—તે સર્વ વ્યક્તમાં આવીને રૂપ ધારણ કરી બેઠાં. આ સારો-નઠારો જે સંસાર આપણી ચારે બાજુ વિસ્તરી રહ્યો છે તેમાં આપણા વિચાર પણ રૂપ ધારણ કરેલ જોઇ શકીએ છીએ. વસ્તુતઃ સારા અગર ખરાબ જેવા આપણા વિચાર છે તે અનુસાર સંસાર પણ સારો અગર ખરાબ છે. જો આપણે વિચારો પર સંયમ કરવાનું જાણી લઇએ, જો આપણે આપણી વિચાર–ધારાને સુંદર માર્ગે લઇ જવાનું શીખી જઇએ તો નિસ્સંદેહ આપણે સંસારને સુંદર અને પ્રિય બનાવી શકીએ.

જેના જેવા વિચાર, એનો એવો સંસાર. આ સંપૂર્ણ સત્ય છે. પરંતુ કોઇ એમ કહે કે "ભાઇ, શું કરું ? મારા વિચારો પર તો સંયમ રાખું છું, પણ બીજા લોકો એને ક્ષુબ્ધ અને અશાન્ત

કરી નાખે છે. હું શું કરૂં ! એમને કઇ રીતે મના કરૂં ?"—વા ત ઠીક છે, પણ એની દવા પણ છે. લોકો સાથે ઝઘડવાથી કાંઈ જ હાથમાં નહિ આવે, ઊલટી અશાન્તિ વધશે. પ્રતિકૂળ પરિસ્થિતિઓ સામે ઝૂઝયા કરવું, એની સાથે દુશ્મનાવટ રાખવી એ પણ ઠીક નથી. તમે આ સારીય પ્રતિકૂળતાઓ, ક્ષોભ, અસંતોષના કેન્દ્રમાં જાઓ-મર્મસ્થાને બેસો, વીરતા સાથે અને ધૈર્ય સાથે પોતાના હૃદયમાં ઊંડા ઊતરો-સચ્ચાઇ અને નિષ્ઠા સાથે. ઘટ-ઘટવાસી પ્રભુનું ચિન્તન કરો...હૃદયદેશમાં વસનાર પોતાના સ્વામીનું સ્મરણ કરો. એ જ જીવન-દાતા છે એ જ પ્રાણી માત્રનો એકાન્ત આશ્રય છે. પોતે પોતાની આલોચના કર્યા પછી તમારે એ કહેવું પડશે કે,-જે પરિસ્થિતિમાં આવી બેઠેલ છું તે મને પ્રિય ભલે ન લાગે પરંતુ એણે મને પોતાના જ અસદ્ વિચારોદ્વારા આમંત્રણ આપીને બોલાવેલ છે, આ વિષમ પરિસ્થિતિ મને એ શીખવવાને આવી છે કે હું પરમાત્માનો અમૃત પુત્ર છું, વિવેકશીલ છું, એનો પરમ લાડીલો છું, સ્વસ્થ છું, સમ્પન્ન છું, સર્વથા સમમાં સ્થિત છું-તો પછી પોતાના અસદ્ વિચારોની જાળ ગૂંથીને પોતે જ એમાં કાં સપડાઇ બેઠેલ છું ? અરે ! હું મારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ કાં ભૂલી બેઠો ! ભગવાનની ક્ષણભરની વિસ્મૃતિથી આટલો અનર્થ થઈ ગયો !

આ રીતે પોતાના ચિત્તને સમાહિત કરીને તમે પુનઃ તમારા વિચારને હવે નવીન ધારામાં પ્રવાહિત કરી શકો છો. અંતરદૃષ્ટિ ખુલી ગયા બાદ આ સંસારમાં સર્વત્ર તમે જ્યાં અને જ્યારે ચાહો ત્યાં અને ત્યારે ભગવાનનાં દર્શન કરી શકો છો. તમારા જીવનનું એકમાત્ર લક્ષ્ય છે-પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણીને એમાં સ્થિત થઇ જવું-તમે પરમાત્માના અમર પુત્ર છો એ જાણવું. શાન્તિપૂર્વક, સ્થિરતાપૂર્વક તમે તમારા મનને પરમાત્માનાં ચરણોમાં લગાવો. પોતાના આધારમાં સ્થિત થઇ જાઓ, સ્થિર બની જાઓ. જીવનનું

જે પરમ કલ્યાણ છે અને મહાન્ મંગળ છે એની ધારણા કરો, એની તસ્વીર વારંવાર હૃદયમાં ઉતારો. પોતાની ચેતનામાં પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન કરો. તમને પ્રભુનો સંકેત પ્રાપ્ત થશે-આદેશ મળશે. એ સંકેતનું અનુસરણ કરો, એ આદેશ પર ચાલ્યા જાઓ. છૂટેલા તીરની માફક પોતાના લક્ષ્ય-માર્ગમાં આગળ વધો. બંદરના પ્રકાશસ્તંભને દૃષ્ટિમાં રાખીને જે રીતે જહાજ પોતાના લક્ષ્ય પર પહોંચી જાય છે, તે રીતે તમે પણ આ સત્યના પ્રકાશમાં તમારી યાત્રા પૂરી કરો. પોતાના પ્રત્યેક વિચારને સત્યના પ્રકાશમાં જુઓ; સત્યના ત્રાજવામાં પોતાના એક-એક વિચારને તોળો.

અને બીજા લોકોના સંબંધમાં પણ શું વિચારવું જોઇએ ? આપણે સર્વ 'એક' છીએ અને પ્રેમદ્વારા જ આ 'એકતા'નું દર્શન થઇ શકે છે. આ કારણથી દરેકની સાથેના આપણા વ્યવહારમાં આપણે એકમાત્ર પ્રેમનું જ ચિન્તન કરવું જોઇએ. પ્રત્યેક વ્યક્તિની સાથે, જીવમાત્રની સાથે આપણો વ્યવહાર-આપણો વર્તાવ-મધુર હો, પ્રેમમય હો ! પ્રેમના સૂત્રમાં સર્વ બધાયેલ છીએ-એ સૂત્ર જે બાંધવા છતાં મુક્ત રાખે છે, સસીમમાથી ઉઠાવીને અસીમમાં લઇ આવે છે. જ્યારે આપણે બીજાની આલોચના કરવા બેસીએ છીએ ત્યારે પ્રેમનું વિસ્મરણ કરી દઇએ છીએ અને એ કારણે સીમામાં આપણે આપણી જાતને બાંધીએ છીએ; પરંતુ સાચું તો એ છે કે આપણે જે દોષોનું આરોપણ અન્યમા કરીએ છીએ એ જ દોષો આપણી અંદર છૂપાઇને બેઠા હોય છે. પ્રેમ એ જ પરમાત્મા છે. જ્યારે આપણને સર્વત્ર ભગવાનનાં જ દર્શન થવા લાગે છે, પ્રત્યેક જીવની અંદર પરમાત્માનો સાક્ષાત્કાર થવા લાગે છે અને એ અનુભવ કરવા લાગીએ છીએ કે સર્વ પરમાત્મસ્વરૂપ છે, સર્વની ગતિ ભગવાન તરફ છે—અને બહારથી જે કાંઇ આભાસ થાય છે તે અંદરના વિકાસનું પ્રતીક માત્ર છે—ત્યારે સમજવું કે આપણને

સત્યનો સાક્ષાત્કાર થવા લાગ્યો છે અને સર્વ કાંઇ એકમાત્ર પ્રેમ જ છે–એની દિવ્ય અનુભૂતિ થઇ રહી છે. દરરોજ સવારમાં આપણે મન અને વાણીનું મૌન પાળીને સંસારનાં નાનાં-મોટાં, અમીર-ગરીબ, નિકટનાં અને દૂરનાં, ઉચ્ચ–નીચ, આ પૃથ્વીનાં અને બીજા સર્વ લોકનાં પ્રાણીમાત્રને માટે પ્રેમની ધારા વહાવીએ, સર્વની શુભ કામના કરીએ, સર્વને માટે પ્રેમનું દાન કરીએ, સર્વને પ્રેમ આપીએ. નિત્ય પ્રાતઃકાલમાં આપણે એવો સંકલ્પ કરીએ કે અમે આજ સર્વ માટે, જીવમાત્રને માટે, ચર–અચર સર્વને અર્થે પ્રેમની અંજલિ આપી રહ્યા છીએ-સંસારમાં સર્વને માટે પોતાના હૃદયની શાંતિ અને આનંદ ઇચ્છીએ છીએ. આ દિવ્ય પ્રેમમાં આપણે ડૂબેલાં રહીએ—ઓતપ્રોત રહીએ.

બહાર બહારથી આ સંસારમાં જે કાંઇ ક્ષોભ અને અશાન્તિ દેખાય છે એની સાથે લડાઈમાં ઊતરવું એ નર્યું પાગલપણું છે. બહારથી એનો ઈલાજ થઇ શકતો જ નથી. ભગવાનમાં સ્થિત થઇને, એના સત્ય પ્રકાશમાં શુભ વિચારોની નવી નવી ધારાઓ જગતમાં વહાવવી જોઇએ. આ સંસારમાં ભયકારક એવી કોઇ વસ્તુ જ નથી, કારણ કે પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, અણુઅણુમાં રમી રહેલ છે—પોતાના મહાન મહિમામાં સ્થિત હોવા છતાં પણ એ કણુ-કણુમાં વ્યાપ્ત છે. સંસારમાં દેખાય છે તે ક્ષોભ અને અશાંતિનો બસ, એક જ ઉપાય છે અને તે એ કે ભગવાને આપણને જે કલ્પનાશક્તિ આપી છે એની મદદથી આપણે નવીન–નવીન, પરમ સુંદર, પરમ મનોહર ચિન્તનધારાઓની સૃષ્ટિ રચી શકીએ છીએ અને સંપૂર્ણ વિશ્વાસ સહિત વિશ્વ-ચેતના પર એની છાપ મૂકી શકીએ છીએ, એ મોડી યા વહેલી પોતાનું રૂપ ધારણ કરશે, પોતાનો પ્રભાવ પાડશે જ. આપણે જેટલા અધિક વિશ્વાસ અને નિષ્ઠા સાથે ચિન્તનનો પ્રવાહ છોડશું એટલો જલદી એનો પ્રભાવ પણ વિશ્વ-ચેતના પર પડશે.

રૂપ અને જીવનનો સંબંધ અવિભેદ્ય છે—જ્યાં જ્યાં રૂપ છે ત્યાં ત્યાં જીવન છે, જ્યાં જ્યાં જીવન છે ત્યાં ત્યાં રૂપ છે. રૂપ જીવન વિના અને જીવન રૂપ વિના હોઇ શકે જ નહિ. પ્રત્યેક પરમાણુ, અણુ અને ત્રસરેણુ જેના સંઘટનથી આ ભૌતિક સૃષ્ટિ અસ્તિત્વમાં આવેલી છે—વિશ્વ-નિયંતા પરમાત્માના સંકેત પર નાચી રહેલ છે અને એ જ રીતે આપણે પરમાત્મામાં જ સ્થિત છીએ, પરમાત્મામાં જ ચાલીએ-ફરીએ છીએ, પરમાત્મામાં જ જીવી રહ્યાં છીએ, અને એ કારણે આપણે એ જ પરમાત્મશક્તિનો વિલાસ પણ ચર-અચર, જડ-ચેતન સર્વમાં અનુભવી શકીએ છીએ. શુભ ચિન્તન અને સદ્વિચારદ્વારા આપણે આ ધરાધામ પર ભગવાનના શુભ સંકલ્પ અને મંગલ કાર્યમાં યોગ પ્રદાન કરીએ છીએ—સાથ આપીએ છીએ.

ધન, વૈભવ, ઐશ્વર્ય વગેરેના સંબંધમાં આપણે શું શોચ કરીએ ! આપણા જીવનમાં જે કાંઇ સત્ય છે, શિવ છે, સુંદર છે–એને વ્યક્ત કરવાનું સાધનમાત્ર છે સારાય ધન-વૈભવ. સેવા, સદ્ભાવ અને સદ્ગુણદ્વારા આપણા હિસ્સાનું ધન આપણી પાસે આવે છે અને ટકે છે. એટલા ઉપર પણ આપણો માત્ર ન્યાયોચિત અધિકાર છે.

અને સ્વાસ્થ્ય બાબતમાં પણ શું વિચારીએ ! આ આપણું શરીર જ એક એવું સાધન છે જેનાદ્વારા આપણે જગતમાં જ્ઞાનનું ઉપાર્જન કરી શકીએ છીએ—આ શરીરમાં પણ પ્રાણરૂપે, આત્મા-રૂપે ભગવાન, વિરાજમાન છે. આપણે આ શરીરને પવિત્ર, સ્વચ્છ, નિર્મલ અને બળવાન બનાવીએ જેથી ભગવદીય શક્તિ એનાદ્વારા પોતાનું કાર્ય સારી રીતે કરી શકે, પોતાને સંપૂર્ણ વ્યક્ત કરે. આપણી અંદર પ્રભુનો નિવાસ છે, અને આ આપણું જીવન સ્વયં

સુંદર અને આનંદમય છે કેમ કે એનાદ્વારા ભગવાન પોતાની સૃષ્ટિમાં પોતાને વ્યક્ત કરી રહેલ છે. મૃત્યુ છે જ ક્યાં ? ભગવાન જ આપણી અંદર જીવનરૂપે વિદ્યમાન છે—અને આપણી આ જીવનયાત્રા ભગવાનના મિલનને અર્થે જ છે.

શાંતિના સંબંધમાં પણ આપણે શું વિચારીએ ? સંસારચક્રનો એ નિયમ છે કે અમર શાંતિમાં જ આ સંપૂર્ણ હલન-ચલન થઇ રહેલ છે. મનુષ્યના હૃદયની અંદર, વિશ્વના હૃદયની અંદર એક ગંભીર, અનાવિલ શાન્તિ છે જે કોઇ પણ બાહ્ય કારણથી ક્ષુબ્ધ થતી જ નથી. એ શાન્તિ પ્રકાશમય છે, ભગવાનની દિવ્ય જ્યોતિથી છલોછલ ભરેલ ઝળહળી રહી છે. એ શાન્તિમાં આપણે નાહીએ, ડુબકીઓ મારીએ અને આપણા હૃદયની એ અમર શાન્તિના કેન્દ્ર-બિંદુ પર જ આપણી દૃષ્ટિ સ્થિર રાખીએ. શાંતિ આપણી વાણીમાં હો, શાંતિ આપણા વિચારમાં હો, શાંતિ આપણા ક્રિયા-કલાપમાં હો. વિશ્વ-શાંતિનો અર્થ છે વિશ્વની એક-એક વ્યક્તિના હૃદયની શાંતિ, વિશ્વની સર્વ વ્યક્તિઓનાં પોતાનાં જીવન તેમ જ પરસ્પરના વ્યવહારની શાન્તિ.

અને હા, ભગવાનના સંબંધમાં આપણે શું વિચારીએ ? ભગવાનના વિષયમાં ? આ સંસારનો આધાર, એનો મેરુદંડ ભગવાન છે—ભગવાનમાં જ આ વિશ્વ સ્થિત છે—નિમિત્ત અને ઉપાદાન બન્ને સ્વયં ભગવાન જ છે; અને એ ભગવાનની જ્યોતિ અને સત્તા સમસ્ત જીવોમાં ક્રીડા કરી રહી છે. જીવન, પ્રેમ, પ્રકાશ, સત્તા-સર્વ કાંઇ એ પ્રભુનું જ વ્યક્ત સ્વરૂપ છે. મનુષ્યનું હૃદય ભગવાનનું મંદિર છે, અને એ ભગવાનથી 'પરિચય' આત્માની અમર પરંતુ અતિ સૂક્ષ્મ વાણી ( Still Small Voice ) દ્વારા પ્રાપ્ત થાય છે. એ ભગવાન સર્વનો આત્મા છે-તમારામાં પણ એ છે, મારામાં પણ એ છે, સર્વમાં એ જ છે. એની કૃપા અને આશીર્વાદથી આપણે આપણા અન્તિમ ધ્યેયને અવશ્ય પ્રાપ્ત કરીશું. *

* શ્રી૦ એચ. એચ. વિક્રેટના 'UNITY' માંના લેખનો અનુવાદ.

## અર્પણનો આનંદ

દાનની—અર્પણની—એક શૃંખલા, એક પરંપરાનું નામ છે જીવન. 'દાન' એ 'જીવન'નો વર્યાયવાચી શબ્દ છે એમ કહી શકાય. જે જેટલું આપી શકે છે—છોડી શકે છે—તેટલું તેનું જીવન સાર્થક કરી શકે છે. ત્યાં સુધી કહી શકાય કે આ અખિલ વિશ્વ-બ્રહ્માંડ-દાનના આધાર પર, સ્વાર્પણ અને ત્યાગના ટેકા પર ટકી રહેલ છે.

આ રીતે દાનનો અર્થ છે જીવન, અને જીવનનો અર્થ છે દાન. આ 'દાન' એ તો આનંદની પરમપાવન પગદંડી છે, પરમ સુરમ્ય રાજપથ છે. જે દેવાનું—આપવાનું—બંધ કરી દે છે, તેનું જીવન બંધ થઇ જાય છે, એનો વિકાસ રુંધાઇ જાય છે અને ગંદા પાણીમાં જે રીતે સડો ઉત્પન્ન થાય છે એ રીતે એનું જીવન-તત્ત્વ સડવા લાગે છે. જેના સંકલ્પમાત્રથી આ સૃષ્ટિનો વિન્યાસ થાય છે તે ભગવાન પોતે પણ પોતાની જાતને પૂર્ણતઃ પોતાની રચનામાં ઉતારવા ઇચ્છે છે, પોતે પોતાનું પૂરેપૂરું અર્પણ-પ્રદાન-કરવા ચાહે છે. જે રીતે પરમાત્મા પોતાની સમસ્ત સંપત્તિને ખુલ્લે હાથે લુંટાવે છે એ જ રીતે આપણે પણ પોતાની માની લીધેલી સર્વ વસ્તુઓને લુંટાવતા રહેવું જોઇએ. આ છે આત્મદાનનો પદાર્થપાઠ. એકવાર પોતાની વસ્તુને આપી તો જુઓ, એકવાર પોતાની સંપત્તિને લુંટાવી તો જુઓ—અને પછી તમને ખ્યાલ આવશે કે ત્યાગમાં—સ્વાર્પણમાં—દાનમાં કેવો અપૂર્વ આનંદ રહેલો છે!

જે પરિગ્રહી છે તે કૃપણ છે, કેમકે પરિગ્રહનો અર્થ જ કૃપણતા છે. આત્મ-સંકુચન અને પરિગ્રહ કરનાર એ વસ્તુનો ઉપભોગ પણ ક્યાં કરી શકે છે? સાચો ઉપભોગ તો દાનમાં છે, આપી દેવામાં છે—'**तेन त्यक्तेन भुञ्जीथाः**' પરિગ્રહી તો ચોર છે, પરધનને માટે ગીધ સમાન છે. આ જ વાતને એક વિદ્વાને બીજી રીતે કહી છે.

'Freely ye received, freely give.'

'Whosoever would save his life shall lose it; but whosoever shall lose his life for my sake, the same shall save it.'

કંઇક યુગોથી આપણે કોઈ ને કોઇ દેશ, કોઇ ને કોઇ ધર્મ, કોઇને કોઇ જાતિ, અને કોઇને કોઈ પક્ષ પ્રતિ વફાદાર રહેતા આવ્યા છીએ, અને આ વફાદારી એટલી હદ સુધી વધેલી હોય છે કે એને માટે આપણું જીવન, આપણું ધન અને આપણા કુટુંબીઓને પણ તૃણ સમાન તુચ્છ સમજીએ છીએ. જીવનની સામે જે લક્ષ્ય સ્થિર થઈ ગયુ છે એને માટે ગમે તેવો ત્યાગ પણ મહાન નથી, એટલું જ નહિ પણ એની વેદી પર આપણું સર્વસ્વ ચડાવી દેવામાં એક પ્રકારના સુખનો અનુભવ થાય છે.

પરંતુ આખો ઉઘાડીને જોવામાં આવે અને હૃદય પર હાથ રાખીને વિચારવામાં આવે તો આ વાત અરિસા જેવો સાફ ને સ્પષ્ટ દેખાશે કે આપણી આ વફાદારીમાં ક્યાંક ને ક્યાંક, કંઇક ને કંઇક રૂપમાં સંકીર્ણતા ઘૂસી ગઇ છે. દેશવિશેષ, જાતિ અગર ધર્મવિશેષ પ્રત્યે જે આપણી આસક્તિપૂર્ણ નિષ્ઠા છે, એના મૂળમા, ઘણી જ ઊંડાણમાં હિંસા, પ્રતિશોધ, વેર, વિરોધ વગેરેના ભાવ છૂપાયેલા છે. આપણે ભલે કદાચ એને પારખી

ન શકીએ; પણ એ છે અવશ્ય. કેંક ધર્માંધોએ ધર્મને નામે પર-ધર્મીઓને પોતાના ધર્મમાં લાવવા માટે ભયંકર અત્યાચાર અને જુલમ કરેલ છે એ પ્રમાણે લોહી-ભીનો ઇતિહાસ બોલે છે. દેશ પ્રત્યેની પોતાની સ્વદેશભક્તિની ધૂનમાં, રાષ્ટ્રભક્તિને નામે બીજા દેશો પ્રત્યે કેટલી ઘૃણા, વૈર અને દ્વેષની ભાવના આપણે સેવી રહ્યા છીએ તે આપણે સૌ જાણીએ છીએ. ધર્મ, જાતિ, રાજ્ય કે રાષ્ટ્રને નામે પોષાતી આ ઘૃણા અને વૈરવૃત્તિ જ્યારે પ્રચંડ બની જાય છે, ભયાનક સ્વરૂપ પકડે છે, ત્યારે એમાંથી સંહારનો જ્વાળા-મુખી ફાટે છે.

એટલું તો સ્પષ્ટ છે કે મનુષ્યમાત્ર—એ સ્ત્રી હોય કે પુરુષ—કોઈ લક્ષ્યવિશેષને માટે આત્મદાન કરવામાં મહાન આનંદનો અનુભવ કરે છે અને એ આત્મદાનમાં સંસારનો કોઇ મોહ કે બંધન એમને રોકી શકતાં નથી. પોતાનાં બાળ-બચ્ચાંઓનાં વિલાપ કરતાં મૂકીને, સ્વજન-પરિજનોને દુઃખમાં ઝુરતાં છોડીને, એ આત્માની આહુતિ આપે છે. કઠોરમાં કઠોર શિક્ષાનો ભય પણ એમને પોતાના લક્ષ્યથી વિચલિત કરી શકતો નથી, અને દુનિયાનો કોઇ લોભ એમને લોભાવી શકતો નથી, કોઇ આકર્ષણ અટકાવી શકતું નથી—એ તો આત્માની આહુતિ આપ્યે જ રહે છે.

આ આત્માહુતિ એ પરમ દિવ્ય વસ્તુ છે, પરંતુ આવશ્યકતા એટલી જ છે કે એ સાચી દિશામાં હોય, લોક-કલ્યાણને માટે હોય, એની પાછળ ઉશ્કેરાટ ન હોય તેમ વેર, દ્વેષ, ઘૃણા કે વિરોધની ભાવના ન હોય, પણ પ્રેમ અને આત્મીયતાની પ્રેરણા હોય. ત્યાગ તો મનુષ્યની પ્રકૃતિમાં જ છે, એના વિના માનવીને શાન્તિ મળતી નથી, ચેન પડતું નથી. મનુષ્ય તો ચાહે છે કે બસ, પોતે આપતો જ રહે, આપતો જ રહે—ત્યાં સુધી કે પોતે પોતાનું સર્વસ્વ, પોતાની

જાતને પણ આપી દે. આ જ કારણથી સર્વથી મહાન દાન એ આત્મદાન છે.

એક આત્મદર્શી સંતનું વચન છે કે લેવા કરતાં દેવામાં-મેળવવા કરતાં આપી દેવામાં જ અધિક આનંદ છે. જે ભગવાનનાં ચરણમાં પોતાની જાતને નિવેદિત કરી દે છે તેનો હાથ ભગવાન પકડી લે છે. કોઇ લોકો ભગવાનનાં ચરણોમાં પોતાના આત્માનું સમર્પણ કરે છે, કોઇ પોતાનું જીવન અર્પણ કરે છે તો કોઇ પોતાનાં કર્મ અને કોઇ વળી ધન-સંપત્તિ સમર્પિત કરે છે. થોડા લોકો એવા પણ હોય છે જે પોતાની જાતને-પોતાના સર્વસ્વ સહિત, ભગવાનનાં ચરણોમાં મૂકી દે છે—પોતાનો આત્મા, જીવન, કર્મ, ધન-સમ્પત્તિ—સર્વને એ પરમાત્માનાં ચરણોમાં નૈવેદ્યના રૂપમાં ચડાવી દે છે. આ છે સાચું આત્મદાન, સાચી રીતે અપાયેલું આત્મદાન. આવા આત્મદાન વિના ભગવાનને નિવેદિત કરેલ કોઇ વસ્તુનો કાંઇ જ અર્થ નથી કારણ કે મહત્ત્વ પદાર્થમાં નથી, એની પાછળ જોડાયેલ ભાવનામાં છે. ભાવના જેટલી દિવ્ય બનશે એટલું જ દાન મહાન બનવાનું.

પરમાત્માનાં ચરણોમાં પોતાના સર્વસ્વ સાથે પોતાની જાતને અર્પણ કરી દીધા બાદ મનુષ્ય સર્વદા અને સર્વથા નિશ્ચિન્ત બની જાય છે, કેમ કે પછી એનું જીવન પ્રભુના હાથમાં સોંપાયેલું હોય છે એટલે પ્રભુની ઇચ્છા મુજબ એ જીવન વ્યતીત થાય છે. એનું સર્વ કાર્ય એકમાત્ર ભગવત્પ્રીત્યર્થ હોય છે, એમાં કોઇ પણ જાતનો જરા પણ સ્વાર્થ યા સંકોચ હોતો નથી કેમ કે પછી 'પોતાની' માની શકાય એવી કોઇ ચીજ એની પાસે હોતી નથી અગર ખરું કહીએ તો સર્વ કાંઇ પોતાનું જ બની જાય છે. પોતાનું અને પારકું એવી ભાવના રહેતી નથી. પોતાનું જ સ્વરૂપ બધે દેખાય છે. એમાં પછી કોને કોણ આપે ? અને કોણ લે ? પોતે અને પોતાનું સર્વસ્વ

ભગવત્કાર્યમાં જ લાગી જાય છે અને આ રીતે તે લોકકલ્યાણના મંગલમય અનુષ્ઠાનમાં ભગવાનના હાથનું એક યંત્ર બનીને—નિમિત્તમાત્ર રહીને—સર્વ કાર્ય ભગવાનની પ્રીતિ મેળવવા માટે, નિસ્પૃહ અને અનાસક્તભાવથી કરે છે. એનામાં પછી કોઈ પ્રકારે 'અહં' કે 'મમ'નો વાસ રહેતો નથી.

એ આપે છે, આપ્યે જાય છે—બસ, આપ્યે જ જાય છે; કેમ કે જીવનનો સાચો આનંદ આપવામાં—અર્પણમાં જ રહેલો છે. ભગવાન તો એમ ચાહે છે કે આપણા હાથે જે કાંઈ કાર્ય થાય તે ભગવત્-સંકલ્પને અનુરૂપ હોય, ભગવદનુકૂળ હોય; આપણે જે કાંઈ વિચારીએ-ચિન્તન કરીએ તે ભગવત્કાર્યમાં સહાયક બને, અને આપણી પાસે જે કાંઈ પણ હોય તેનો ઉપયોગ એકમાત્ર ભગવત્કાર્યમાં થાય, લોકમંગળના હિતમા થાય. આ કારણથી એટલું જરુરનું છે કે આપણે આપણી જાતને, આપણી સંપૂર્ણ કલા અને પ્રતિભાને, વિચાર અને ચિન્તનને, મન અને બુદ્ધિને, હૃદય અને આત્માને ભગવાનને સોંપી દઈએ અને ભગવાનના કાર્યમાં, ભગવદિચ્છા અનુસાર ભગવાનના મંગલવિધાનમાં એ સર્વને બસ, લગાવી દઈએ.

એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે આનંદ અને ઉલ્લાસ સાથેનું આત્મદાન એ જ સાચું આત્મદાન છે. એક નાનું બાળક રમકડા સાથે રમે છે—તે એટલા માટે નહિ કે એને કોઈ જાતના ઈનામ યા પુરસ્કારની આશા છે, પણ એટલા માટે કે એ ખેલનમાં એને આનંદ મળી રહ્યો છે. આ પ્રકારનો આનંદ આત્મદાનમાં હોવો જોઈએ. આત્મદાન કરીને કોઈ પ્રકારના લાભ યા તો પ્રાપ્તિની આશા કરવી એ તો આત્મદાનની પવિત્ર ભાવનાનો સંહાર કરી દેવા બરાબર છે. આપણે અને આપણું સર્વસ્વ ભગવત્કાર્યમાં લાગી ગયેલ છે અને એનો પરમાત્માએ સ્વીકાર કરેલ છે—આથી વધારે સારી

આનંદની વાત બીજી કઇ હોઇ શકે ? આ આનંદથી ચડી જાય એવો કોઇ 'લાભ' હોઈ શકે ખરો ?

જ્યાં સુધી આપણે આપણી શક્તિ અને ક્ષમતાને ભગવત્કાર્યમાં લગાડતા નથી ત્યાં સુધી આપણે એનાથી અપરિચિત રહીએ છીએ. બીજા શબ્દોમા એમ કહી શકાય કે આ ભંડાર એવો છે જે આપવાથી વધે છે–જે જેટલું આપે છે, તેનું તેટલું વધે છે; જે જેટલું લુંટાવે છે તે તેટલું મેળવે છે. ભગવત્કાર્યમાં આપણી શક્તિ જેટલી લાગી જાય છે તેટલી એ વધુ શક્તિશાલિની બને છે, કેમકે ત્યા કોઇ જાતનો હ્રાસ કે ક્ષય સંભવતો જ નથી, ત્યાં કોઇ ચીજ ખૂટતી જ નથી આપણુ જે કાંઇ છે તે ભગવાનનું આપેલું છે, ભગવાનનું જ દાન છે. આપણો એ ધર્મ છે કે એને આપણે ભગવાનના કાર્યમાં જ લગાડી દઇએ, ભગવાનની સેવામાં જ સોંપી દઇએ.

આપણે દરરોજ જોઇએ છીએ કે આપણી આસપાસ એવાં અનેક પ્રાણીઓ છે જે દીન–હીન, કંગાલ, અકિંચન અને દરિદ્ર જેવાં લાગે છે. એનું એકમાત્ર કારણ કૃપણતા છે. જે કૃપણ છે તે દરિદ્ર છે, જે કૃપણ છે તે કંગાલ છે. જે પોતાને અને 'પોતાની' કહેવાતી સર્વ વસ્તુઓને ખુલ્લે હાથે લુંટાવે છે અને ભગવત્સેવામાં નિવેદિત કરતા જાય છે એનો ભંડાર તો અનૂટ અને અખૂટ છે. ત્યાં ખોટ શાની ! અભાવ ક્યાંથી ! આપવાથી વધે છે અને બચાવવાથી નષ્ટ થાય છે એ સત્ય ન જાણનાર મનુષ્ય જ કંગાલ અને અભાવગ્રસ્ત બની જાવ છે. આથી હંમેશ યાદ રાખવા યોગ્ય સૂત્ર એ છે કે–આપતા રહો, આપતા જાઓ, આપ્યે જ જાઓ–પોતાની જાતને અને પોતાની ધન–દોલતને ભગવત્સેવામાં લગાડતા જાઓ, લુંટાવતા જાઓ, અરે ભાઇ ! સર્વસ્વ અર્પણ કરતા રહો—સાચા અર્થમાં સમ્પન્ન અને સમૃદ્ધ બનવાનું આ એક માત્ર સાધન છે, આ એક જ માર્ગ છે.

આપણે આજ-કાલ એવા સમ્પત્તિવાન માણસો જોઇ શકીએ છીએ જેઓ રાત-દિવસ પોતાના માનેલા ધનની રક્ષા કરવા પાછળ હેરાન-પરેશાન થઇ રહ્યા હોય છે તેઓ પ્રતિક્ષણે ડરતા રહેતા હોય છે અને ચિંતા સેવતા હોય છે કે પોતાનુ ધન કોઇ ચોરી તો નહીં જાય! કોઇ ઉડાવી નહીં જાય!—તેઓ દુ:ખી છે, ચિન્તિત છે, આતુર છે, કોઇ અભાવને કારણે નહિ, પણ 'પોતાની' સમૃદ્ધિનો નાશ થવાના ભયને કારણે આ ભય આવ્યો ક્યાંથી અને કઇ રીતે? વિચાર કરતા આ વસ્તુ હાથ લાગે છે કે ભગવાને જે વસ્તુ એમને આપેલી એનો સદુપયોગ ન કરવાને કારણે પાપનો અને એ પાપમાંથી ભયનો ઉદય થાય છે. ભગવત્સંકલ્પની નિર્મલ ધારાને, આપણે આપણી પોતાની ઇચ્છાઓ, વાસનાઓ અને લાલસાઓદ્વારા બાધવાનો જ્યાં પ્રયત્ન કરીએ છીએ, ત્યા આપણે અવશ્ય દુખી, ક્ષુબ્ધ અને અભાવગ્રસ્ત થઇ જઇએ છીએ. પરમાત્માના કાર્યમાં, ભગવાનના સકલ્પમાં કોઇ જાતનો ફેરફાર કે કોઇ પ્રકારનો અવરોધ કરવાનો વ્યર્થ પ્રયત્ન નહિ કરવો જોઇએ સ્વાર્થવશ બનીને જેવી આપણે એ કાર્યમા અવરોધ કરવાની ચેષ્ટા કરી કે તરત આપણે છિન્નભિન્ન, અસ્તવ્યસ્ત થઇ જવાના. જ્યારે આપણે પોતાને અને સર્વસ્વને ભગવાનને નિવેદિત કરી દઇએ છીએ ત્યારે પછી આપણને ભય કેવો? આ ખોવાઇ જશે, તે લુંટાઇ જશે, એનો નાશ થશે એવી ભીતિ શા માટે? અહીં જે કાઇ છે તે પરમાત્માનું જ છે, અને એમા જ લીન થવાનુ છે. આપણે એના ભોક્તા નથી, રક્ષકમાત્ર છીએ ધન-દૌલત 'માલિક'ની છે, આ જીવન પણ એ 'માલિક' નું છે. આ રીતે આપણુ કાંઈ જ નથી, અગર તો બધું આપણુ જ છે; પણ આ રહસ્ય બહુ થોડા માણસો જાણે છે. જે જાણે છે એમના જીવનમા પછી ચિંતા, ભય, શકા, વિરોધ, દ્વન્દ્વ, કલહ વગેરેને માટે કોઇ સ્થાન જ રહેતું નથી. ખોવાને માટે—ગુમાવવાને

કાયા પલટાઇ જશે. માનવતા–અભાવ અને કષ્ટોથી ઘેરાયેલી માનવતા–એક વાર ખુલ્લી હવામાં સુખનો શ્વાસ લેશે. સદ્ધર્મની એક ધારા વહેવા લાગશે અને એમાં આપણા અંતરમાં જે કાંઇ અસત્ય હશે, સંકીર્ણતા હશે તે સર્વ તણાઇ જશે-બળી જશે; અને સંસારના પટ પર આજ જે કાદવ-કીચડ જામ્યો છે તે એક જ ઝપાટે ઉખડીને સાફ થઈ જશે. આ રીતે આત્માહુતિના સાધકોની સંખ્યા જેમ જેમ વધતી જશે તેમ આ સંસારમાંથી યુદ્ધનું નામ–નિશાન ભુંસાતું જશે; દુઃખ, અવસાદ, અન્યાય, ઉત્પીડન, મુડીવાદીઓના અત્યાચાર—સર્વ હમેશને માટે નાશ પામશે અને પછી જેલ કે પાગલખાનાની જરૂર નહિ રહે. પરંતુ આ 'Utopia' —આ ઉચ્ચ આદર્શની પ્રાપ્તિ ત્યાંસુધી કઈ રીતે થઈ શકે જ્યાંસુધી આપણામાંના પ્રત્યેક પોતે પોતાની જાતને અને પોતાના સર્વસ્વને ભગવત્કાર્ય અને ભગવત્સંકલ્પ સિદ્ધ કરવામાં હોમી ન દે! સમાજમાં, કુટુંબમાં એક વ્યક્તિ પણ જ્યાં આ શુભ યોજનામાં લાગી જશે સા સંક્રામકની માફક આ વસ્તુ આસપાસની વ્યક્તિઓ અને વાતાવરણને પ્રભાવિત કર્યા વિના નહિ રહે. આ જ કારણથી સમય કે સુયોગની રાહ જોયા વિના, અનુકૂળ અવસરની પ્રતિક્ષા કર્યા વિના આપણે આ પવિત્ર અનુષ્ઠાનમાં વિના વિલંબે લાગી જવાની જરુર છે—એમાં જ આપણું અને વિશ્વનું વાસ્તવિક કલ્યાણ છે.

સારુયે જગત આ ભીષણ હત્યાકાંડથી ત્રાસી રહ્યુ છે. પ્રેમના એક બિંદુ માટે એ તલપી રહ્યુ છે. માનવતા આજે પશુતાની મર્યાદાને પણ વટાવી ગઇ છે—શું આવા કટોકટીના સમયે આપણામાંથી કોઇની અંદર પણ એ 'દેવત્વ' જાગ્રત નહીં થાય, જેના બળથી આપણે આ અંધકારનો ઉચ્છેદ કરી શકીએ અને આ ધરા–ધામ પર ભગવાનનું રાજ્ય સ્થાપિત કરી શકીએ?

"Thy Kingdom Come. Thy will be done, as in heaven, so on earth." *

* શ્રી॰ ડૉરોથ ફિલ્મોરના અપ્રગટ લેખ પરથી.

માટે એની પાસે કાંઇ જ નથી, અર્પણ કરવાને-લુંટાવવાને માટે અને એ રીતે સાચુ મેળવવાને માટે જ સર્વ કાંઈ છે. એવા માણસોને કોઈ વાતની ખોટ હોતી જ નથી. એમના જીવનની એક એક પળ આનંદ અને ઉલ્લાસથી ભરપૂર હોય છે, એમના હૃદયમાં પરમ શાન્તિ અને સુખનો અનુભવ પ્રતિક્ષણે થતો હોય છે, કારણ કે એમનું સંપૂર્ણ હૃદય, સંપૂર્ણ આત્મા, સમ્પૂર્ણ મન, સમ્પૂર્ણ શક્તિ ભગવાનની સેવામાં જ તલ્લીન હોય છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જો કોઈ સાધના કરવાની હોય તો તે દેવાની-આપી દેવાની, નહિ કે લેવાની-ગ્રહણ કરવાની. મનુષ્ય અમીર હોય કે ગરીબ, પણ ગ્રહણની વૃત્તિ-લઇ લેવાની વૃત્તિ એને દીન-હીન અને કંગાલ બનાવી મૂકે છે-ગ્રહણની દિશામાં વળનાર મનુષ્ય વ્યર્થ ભટકી ભટકીને ભિખારી બની જાય છે.

સંક્ષેપમાં એટલું યાદ રાખવાનું કે જે લુંટાવતા રહે છે અને પોતાની સંપત્તિને વિખેરતા જાય છે તેની સમ્પત્તિ ઊલટી વધતી જાય છે, અને જે સંચય કરી રાખે છે, જે પરિગ્રહી છે, તે અધિકાધિક અભાવ વધારી રહેલ છે.

આજના જગતમાં જ્યારે મનુષ્ય કે રાષ્ટ્ર પોતપોતાની ક્ષુદ્ર સીમાઓમાં બંધાઇ રહેલ છે, તુચ્છાતિતુચ્છ સ્વાર્થને લીધે પશુઓને પણ શરમાવે એવું વર્તન કરી રહેલ છે અને સંહારનું તાંડવનૃત્ય ખેલાઇ રહ્યું છે, તે સમયે આ વાતની ખાસ આવશ્યકતા છે કે આપણે સૌ આપણી અંદર દૈવી વિભૂતિઓનો-દાન, દમ, અભયનો-વિકાસ કરીએ અને એ રીતે વિશ્વ-કલ્યાણમાં આપણો સાચો અને હાર્દિક હિસ્સો આપીએ. ભયત્રસ્ત, આપદ્ગ્રસ્ત માનવતાની વાસ્તવિક મુક્તિનો આ જ એકમાત્ર માર્ગ છે. આપણામાંના કોઇકના અંતરમાં પણ આ દૈવી ગુણોનો વિકાસ થઇ શકશે તો એનાથી સંસારની

કાયા પલટાઈ જશે. માનવતા-અભાવ અને કષ્ટોથી ઘેરાયેલી માનવતા-એક વાર ખુલ્લી હવામાં સુખનો શ્વાસ લેશે. સદ્ધર્મની એક ધારા વહેવા લાગશે અને એમાં આપણા અંતરમાં જે કાંઈ અસત્ય હશે, સંકીર્ણતા હશે તે સર્વ તણાઈ જશે-બળી જશે; અને સંસારના પટ પર આજ જે કાદવ-કીચડ જામ્યો છે તે એક જ ઝપાટે ઉખડીને સાફ થઈ જશે. આ રીતે આત્માહુતિના સાધકોની સંખ્યા જેમ જેમ વધતી જશે તેમ આ સંસારમાંથી યુદ્ધનું નામ-નિશાન ભુંસાતું જશે; દુઃખ, અવસાદ, અન્યાય, ઉત્પીડન, મુડીવાદીઓના અત્યાચાર—સર્વ હંમેશને માટે નાશ પામશે અને પછી જેલ કે પાગલખાનાની જરૂર નહિ રહે. પરંતુ આ 'Utopia' —આ ઉચ્ચ આદર્શની પ્રાપ્તિ ત્યાંસુધી કઈ રીતે થઈ શકે જ્યાંસુધી આપણામાંના પ્રત્યેક પોતે પોતાની જાતને અને પોતાના સર્વસ્વને ભગવત્કાર્ય અને ભગવત્સંકલ્પ સિદ્ધ કરવામાં હોમી ન દે ! સમાજમાં, કુટુંબમાં એક વ્યક્તિ પણ જ્યાં આ શુભ યોજનામાં લાગી જશે ત્યા સંક્રામકની માફક આ વસ્તુ આસપાસની વ્યક્તિઓ અને વાતાવરણને પ્રભાવિત કર્યા વિના નહિ રહે. આ જ કારણથી સમય કે સુયોગની રાહ જોયા વિના, અનુકૂળ અવસરની પ્રતિક્ષા કર્યા વિના આપણે આ પવિત્ર અનુષ્ઠાનમાં વિના વિલંબે લાગી જવાની જરુર છે—એમાં જ આપણું અને વિશ્વનું વાસ્તવિક કલ્યાણ છે.

સારુંયે જગત આ ભીષણ હત્યાકાંડથી ત્રાસી રહ્યું છે. પ્રેમના એક બિંદુ માટે એ તલપી રહ્યું છે. માનવતા આજે પશુતાની મર્યાદાને પણ વટાવી ગઇ છે—શું આવા કટોકટીના સમયે આપણા-માંથી કોઇની અંદર પણ એ 'દેવત્વ' જાગ્રત નહીં થાય, જેના બળથી આપણે આ અંધકારનો ઉચ્છેદ કરી શકીએ અને આ ધરા-ધામ પર ભગવાનનું રાજ્ય સ્થાપિત કરી શકીએ ?

"Thy Kingdom Come. Thy will be done, as in heaven, so on earth." *

* શ્રી૦ હૅવેલ ફિલ્મોરના અંગ્રેજી લેખ પરથી.

## પ્રાર્થનાનું મહત્ત્વ

મરુભૂમિમા એક સુદર ઝરણાનુ જેટલુ મહત્ત્વ છે એટલુ જ મહત્ત્વ માનવ-જીવનમા પ્રાર્થનાનુ છે શુષ્ક, તપ્ત અને તલસતા હૃદય પર પ્રાર્થનાનો દિવ્ય અમૃત પ્રવાહ જ્યારે કલકલ નિનાદ સાથે વહે છે ત્યારે યુગ-યુગની, જન્મ જન્માતરોની શુદ્ધિ અને સિદ્ધિ જાગી ઊઠે છે એ પ્રવાહ તો અનત છે, ચિર નવીન છે, ચિર સુદર છે હૃદયમા પ્રેમનો સાગર જ્યારે હિલોળા લે છે ત્યારે હૃદય અને હૃદયેશ એક બની જાય છે, હૃદય પોતાના 'વ્હાલા'ને મેળવી લે છે પ્રેમમયી પ્રાર્થના! એ તો સમસ્ત અધ્યાત્મનુ સાર તત્ત્વ છે માનવોના હૃદયમા પોતાના 'દેવ'ને માટે જે સ્નેહભરી લલક ઊઠે છે એનુ નામ છે પ્રાર્થના-સાચી પ્રાર્થના-જેમા હૃદય હૃદયને, પ્રાણ પ્રાણને કાંઇ પોતાની વાત કહે છે અને એની સાંભળે છે જીવ અને પરમાત્માના પરસ્પર પ્રેમાલાપનુ નામ પ્રાર્થના

પ્રેમી ગમે ત્યાં હોય, ચાહે તે કામમાં હોય, પણ એનુ દિલ પ્રેમપાત્રમા જ લાગેલુ રહે છે એ રીતે પ્રભુના પ્રેમી પણ ચારેગમી ગમે ત્યાં હોય અને ગમે તે કરી રહેલ હોય, પરતુ દિલની અદર એ 'દિલબર'ની-પરમાત્માની-માધુરીનુ રસપાન કરતા રહે છે. એ 'દિલબર'ના સૌંદર્ય અને આકર્ષણની શી વાત! 'મૈં હૂઁ મેરે યારકા, ઔર યાર મેરા હૈ સદા'—'My beloved is mine, and I am his'—આ ઉ પ્રેમી હૃદયમા ગવાતી ગગિણી હૃદયના

ધબકારમાં પણ આ પ્રણય-બંસરી વાગતી જ રહે છે. પ્રેમી બોલીને કાંઇ કહેતા નથી, એમના હોઠ પ્રાર્થનામાં ફરકતા પણ નથી—ત્યાં મુખની ભાષાનું કામ નથી, ત્યાં તો હૃદય હૃદયની સાથે વાત કરે છે, પ્રાણ પ્રાણની સાથે, આત્મા આત્માની સાથે બોલે છે—કેવો દિવ્ય કિલ્લોલ ! કેવું અપૂર્વ સમ્મિલન !

સંતોએ કહ્યું છે—જેમાં વિરામ હોય તે પ્રાર્થના શાની ? પ્રેમીઓની પ્રાર્થનામાં વિરામ હોય નહિ, કારણ કે જ્યાં પ્રેમ છે ત્યાં 'બસ' કેમ હોઇ શકે ? હૈયામાં જ્યારે અમૃતની ધારા વહી રહી હોય તે સમયે વાણીનો વિલાસ કેવો ? ઉપર ઉપરથી હલતા દેખાતા હોઠ અને જોડેલા હાથ વડે જે પ્રાર્થના થાય છે એ તો પ્રાર્થનાનો એક સ્વાંગ છે; પરંતુ મોટે ભાગે લોકોએ પ્રાર્થનાનું આ સ્વરૂપ સ્વીકારેલું છે. શબ્દકોષમાં 'પ્રાર્થના'નો જે અર્થ અને પર્યાયવાચી શબ્દ આપેલ છે તે પ્રમાણે તો માત્ર હાથ જોડી લેવાથી જ પ્રાર્થના બની જાય છે ! પરંતુ સાચી પ્રાર્થના તો કાંઇ જુદી જ હોય છે, એ હૃદયની ઊંડાણમાં-હૈયાના ગાંભીર્યમાં, આત્માના અવાજમાં છે, હૃદયની ભાષામાં, પ્રાણની બોલીમાં એ પ્રાર્થના થઇ શકે છે. આ પ્રાર્થના છે પ્રેમનો કક્કો.—'Prayer is the very alphabet of love.' 'Love is the language of Prayer.'

સંતપુરુષો કહે છે કે તમારા બંધ ઓરડામાં તમારા પ્રભુને એકાંતમાં મળો અને એની સાથે હળીમળીને પ્રેમપૂર્વક વાતો કરો. પરંતુ સાચું એકાંત જેમાં પ્રભુની સાથે લોકાન્ત કરવામાં આવે છે —એ છે હૃદયની ઓરડી. એ ઓરડીમાં વ્હાલાને મળી શકાય છે. એ જ પ્રેમી અને પ્રેમાસ્પદનું મિલનસ્થાન છે—સંકેતસ્થાન છે. એ જ પ્રેમદેવનું લીલાનિકેતન છે.

દિલ-દિલના પરસ્પર સંલાપનું નામ છે પ્રાર્થના—એટલે એમાં ક્યાંય બનાવટને કે વાગ્જાળને સ્થાન જ નથી. પ્રાર્થના જેટલી

સરલ અને સાચી હશે એટલું જ ભગવાનના હૃદયને આકર્ષી શકશે. પરમાત્માની સામે આપણે આપણા દુઃખનું રજિસ્ટર ખોલીને બેસવાની જરુર નથી. એ દયામય સર્વ કાંઈ સાંભળે તો છે જ. ભગવાનને એમ કહેવું કે મારા માટે આમ કરી દો, તેમ કરી દો-એ તો એની સર્વશક્તિમત્તા અને કરુણાવરુણાલયતા પર શંકા કરવા બરાબર છે. આપણે પ્રભુને પ્રાર્થના કરવા બેસતાં જ પોતાનાં દુઃખો રડવાની શરુઆત કરી દઈએ છીએ. ખરી રીતે તો ભગવાન જે કાંઇ આપણે માટે કરે છે તેને હાથ લાંબા કરીને-ખોળો પાથરીને-ગ્રહણ કરી લેવાની સાચી કલા આપણે જાણવાની જરુર છે. આ કે તે માગવાનો કે રોદણાં રોવાનો કાંઇ અર્થ નથી. આપણે આપણાં હૃદય ખોલીને ભગવાનની પ્રેમધારાને પૂરેપૂરી ઝીલવી જોઇએ. ભગવાનના પ્રેમ પ્રતિ આપણાં શરીર-મન-પ્રાણ સદા ઉન્મુખ રહે સદા એને ગ્રહણ કરતાં રહે એનું સદા આસ્વાદન કરતાં રહે, એમ થવું જોઇએ.

સાચી પ્રાર્થનામા હૃદય બોલે છે, મસ્તિષ્ક મૂક બની જાય છે. આપણે જેને 'પ્રાર્થના' કહીએ છીએ એ તો શરીરની અમુક સ્થિતિ, અમુક હાવભાવ, નાટકીય અભિનય અને રૂપાળા શબ્દોમાં સ્વાર્થી માગણી માત્ર હોય છે. 'પ્રાર્થના' એ તો હૃદયના સાચા પુકાર અને તલસાટનું નામ છે. એક અજાણ્યું નિર્દોષ બાળક જેવી સરળતા અને સચ્ચાઇથી વાત કરે છે એવી સરળતા, સ્વાભાવિકતા, અને સચ્ચાઇથી પ્રાર્થના થવી જોઇએ. આપણું હૃદય જેટલાં ભગવાનના હૃદયની સમીપ પહોંચે છે, તેટલાં જ એ બાળકની માફક સરલ બની જાય છે અને એ સરલતા ત્યાંસુધી પહોંચે છે કે વાણી મૂક બની જાય છે, આંખો મિંચાઇ જાય છે, મસ્તક પૃથ્વી પર નમી પડે છે અને અંતરનાં દ્વાર ખુલી જાય છે; અને પછી જે કાંઇ બને છે એનું વર્ણન શબ્દોમાં કરી શકાતું નથી, એનો એક ઇશારો પણ થઇ શકતો નથી.

પ્રાર્થના એ તો પોતાના પ્રાણપતિના પંથમાં આત્માનો અભિસાર છે. પ્રાર્થના એ શ્રધ્ધાનું, આત્મસમર્પણનું બીજું નામ છે. હૃદય જેમ જેમ પ્રાર્થનામય બનતું જાય છે, તેમ તેમ અંતરમાં શ્રધ્ધાની સુસ્નિગ્ધ કિરણાવલી પ્રસરતી જાય છે અને હૃદય એ દિવ્ય આલોકથી આલોકિત બની જાય છે. જેમ પ્રત્યેક કિરણમાં સૂર્ય વિદ્યમાન છે તેમ આપણા પ્રત્યેક પ્રણામમાં આપણા ઇષ્ટદેવ છે —આ પ્રણામ જ ભગવત્સાન્નિધ્યનું સાકાર સ્વરૂપ છે. પ્રણામમાં આપણે આપણા આરાધ્ય દેવનો સાક્ષાત્કાર કરીએ છીએ. પ્રણામને બીજા શબ્દોમાં કહેવાય છે ભગવાનનાં ચરણોમાં આત્મ-નિવેદન. આ છે સાચી ઉપાસના.

ભગવાનનું દિવ્ય સંગીત આપણને આપણી જ અંદરથી સંભળાય છે–આવી પણ શુભ ઘડી સાધકના જીવનમાં એકવાર આવે છે. આ આનંદ બસ આપણે અંદર ને અંદર પીએ છીએ. બહાર એને શબ્દોમાં વર્ણવી શકાતો નથી. અંદરથી જ આપણે કંઇક સાંભળીએ છીએ, અંદર જ આપણને કંઇક દેખાય છે; અને અંતરમાં જ આપણને કંઇક સ્પર્શ કરે છે. માનવી જ્યારે પરમાત્મા સાથે પ્રીતિ કરે છે ત્યારે ભક્ત અને ભગવાન બન્નેનો પરસ્પર પ્રણય-સંલાપ એક ક્ષણને માટે પણ રોકાતો નથી. ત્યાં બંને એક-બીજાને માટે તરસ્યાં હોય એની માફક રહે છે. આ છે હૃદયોનાં પરસ્પર આદાન-પ્રદાન અને એ જ છે સાચી પ્રાર્થના

એક વિદ્વાને કહ્યું છે, "Be filled with the spirit .. ......making melody in your heart to the Lord, giving thanks *always* for all things' – આત્મામા આનંદોલ્લાસ ભરીને ભગવાન પ્રતિ હૃદયનુ સંગીત વહાવો અને પરમાત્માના સમસ્ત અનુગ્રહોને માટે સદૈવ નતમસ્તક બનીને કૃતજ્ઞતા પ્રકટ કરો એ જ વિદ્વાન બીજે એક સ્થળે કહે છે – "Rejoice in the Lord *always*, and again I say, rejoice—"

ભગવાનમાં સદા આનંદવિહાર કરો, હું ફરીથી કહું છું કે આનંદ વિહાર કરો. હૃદયમાંથી ઉદ્‌ભવેલી પ્રાર્થનાનો પ્રવાહ કદિ રોકાતો નથી, ક્યાંય અટકતો નથી કેમકે એ નીકળે છે પ્રેમોદ્રેલિત હૈયામાંથી. અહીં મનુષ્ય ભગવાનનો પ્રેમી પણ છે અને પ્રેમાસ્પદ પણ છે. હૃદયના એક એક ધડકારમા વ્હાલાના વ્હાલા નામનો સ્વયં ઉચ્ચાર થતો રહે છે. અંતરની જ્યોત બરાબર જલતી રહે છે.

આપણે જોઇ ગયા કે પ્રાર્થના એ હૃદયની વસ્તુ છે, વાણીની નથી. બહારનો શબ્દ એ તો અંતરના અવાજનો પોશાક માત્ર છે. હૃદયમાં જે સ્નેહ ભર્યો હોય છે તો તે વાણીમાં સ્ફૂટ થયા વિના રહેતો જ નથી. આ રીતે વાણીનો સુંદરમાં સુંદર ઉપયોગ પ્રાર્થનામાં થાય છે. એના પણ સંયોગ અને અવસર હોય છે, પરંતુ જ્યારે પ્રાર્થના હૃદયમાંથી ઊઠે છે ત્યારે એ એકેએક તારને હલાવી નાખે છે, રોમેરોમને રસથી આર્દ્ર બનાવી મૂકે છે—અને એ પળભરને માટે પણ રોકી રોકાતી નથી. અંદરની પ્રાર્થનાને માટેના બહારના પ્રયાસ કાંઇ જ કામ નથી આપતા, એને માટે અંતરના પ્રયાસ જ આરંભવા જોઇએ. આ પ્રયાસ પછી સ્વતઃ સ્વભાવ બની જાય છે અને એ રીતે અખંડ પ્રાર્થના ચાલે છે. હૃદય પરમાત્મા માટે સદાને માટે ખુલી જાય છે.

આને માટે કેટલાંક સહાયક સાધન પણ છે. ભારતવર્ષમાં મંત્રનો અભ્યાસ કરવામાં આવે છે અને ભક્તો અત્યંત પ્રીતિ અને નિષ્ઠા સાથે નામનું સ્મરણ કરે છે. મંત્રમાં દેવવિશેષનાં નામ અને એમને માટે નમસ્કારના શબ્દ હોય છે. એ બહુ જ થોડા શબ્દોના હોય છે જેથી એની વારંવાર આવૃત્તિ સુખપૂર્વક શક્ય બને. નિયમ એવો છે કે મંત્રની વારંવાર આવૃત્તિ–પુનરુચ્ચારણ–કરવામાં આવે અને ચિત્તને એના પર સ્થિર કરવામાં આવે. આ એક સર્વથા મનોવૈજ્ઞાનિક પ્રક્રિયા છે જેનું ચલન કેવળ ભારતવર્ષમાં જ નહિ પરંતુ

સમસ્ત જગતનાં ધાર્મિક અને આધ્યાત્મિક મંડળોમાં છે - મુસલમાનોમાં, ખ્રિસ્તિઓમાં અને અન્ય ધર્માવલંબીઓમાં આ વસ્તુ છે જ. એ ચિત્તને સ્થિર કરવાનું સાધન માત્ર નથી, પરંતુ એમાંથી શાન્તિ, તુષ્ટિ અને પુષ્ટિ પણ પ્રાપ્ત થાય છે, અને અહીં–તહીંની ક્ષુલ્લક વાસનાઓ પરથી દૂર ખસીને મન એકાન્તમાં સ્થિર રહેવાનું શીખે છે. આ વસ્તુ ભગવચ્ચિન્તનમાં બહુ જ સહાયક છે સફળતા તો ત્યારે મળી ગણાય, કે જ્યારે આપણી સમગ્ર ચેતના એક માત્ર પરમાત્મામાં કેન્દ્રીભૂત થઇ જાય.

એક રહસ્યવાદી સંતે આ સંબંધમાં કહ્યું છે: " And therefore must we pray in the height and the depth, in the length and the breadth of our Spirit. And that not in many words but in a little word of one syllable. " આ કારણથી આપણે હૃદયની પૂરી ઊંચાઇ તેમ જ ઊંડાણ, લંબાઇ તેમ જ પહોળાઇ–સમસ્ત વિસ્તારથી, સંપૂર્ણ હૃદયપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ. એને માટે મોટા સંખ્યાબંધ શબ્દોની આવશ્યકતા નથી–ઓછામાં ઓછા શબ્દોથી, એક નાનકડા વાક્યથી એ બની શકે. પ્રાર્થના ભાવતઃ જેટલી વ્યાપક બનતી જાય છે તેટલી જ શબ્દતઃ ટૂંકી–નાની–બનતી જાય છે, અને છેવટ મૂકતામાં લીન થઇ જાય છે. વાણી મૌન બની જાય છે–આપણે પૂર્ણ સ્નેહ અને શ્રદ્ધાપૂર્વક ભગવાન તરફ જોઇ રહીએ છીએ, કેમ કે આ પ્રાર્થના વડે ભગવાનની સાથે જીવનું પ્રણયપાશમાં 'ગ્રન્થિબંધન' થઇ જાય છે અને એ પરમાત્મામાં જ ખોવાઇ જાય છે–મળી જાય છે.

અને પછી તો જીવનનો સમસ્ત વ્યાપાર પ્રાર્થનારૂપ બની જાય છે–આપણે જ્યાં ચાલીએ છીએ તે પવિત્ર ભૂમિ બની જાય છે, અને જીવનનો પ્રત્યેક દિવસ એક 'પર્વદિન' બની જાય છે. આપણી

સમસ્ત ક્રિયાઓ ભગવાનની સેવા બની જાય છે અને આપણે અનુભવીએ છીએ કે સેવા એ જ સાચી ઉપાસના છે– "To labour is to pray." પરમાત્માને પ્રસન્ન કરનાર આનાથી સારી પ્રાર્થના કોઈ છે જ નહિ. આ પ્રાર્થનાનું અન્તિમ પરિણામ છે નિત્ય નિરંતર ભગવત્સાન્નિધ્યની દિવ્ય અનુભૂતિ ! *

* 'Science of Thought Review' શ્રી૰ રિચર્ડ વ્હાઈટવેલ.



## જીવન-યાત્રાનું ભાથું

પ્યારા મુસાફર ! પ્રથમ તો સ્થિર થઈને, શાંત બનીને એવો અનુભવ કરો કે 'હું બ્રહ્મ છું...' અને મનની સ્થિરતાનો અભ્યાસ કરતા રહો. બધું જ એની મેળે બરાબર થઈ જશે. સમસ્ત વિષયસંબંધી વિચારોને દૂર હટાવીને અન્તઃકરણમાં ચિત્તને એકાગ્ર કરવાનો પ્રયાસ કરો; માની લો કે ત્યાં (તમારા હૃદયમાં) એક સુંદર કમળ છે, જ્યાં નિત્ય ચૈતન્યનો નિવાસ છે. જ્યારે મનને તમે નિર્વિષય કરી નાખો છો ત્યારે કેવળ ચૈતન્યશક્તિ રહી જાય છે, જે પ્રેમમય શાન્તિમય અને આનંદમય છે. ત્યારે મન પણ નિશ્ચયપૂર્વક એ નિત્યચૈતન્યમાં વિલીન થઈ જાય છે. પ્રતિદિન નિયમિત રીતે આ સાધના કરવા માંડો અને એ સમયે કોઈપણ જાતના વિચાર યા ચિન્તનને મનમાં ન આવવા દો. બીજે વખતે વળી વિક્ષેપ નાખનાર વિષય સંબંધી વિચારોથી બીલકુલ દૂર રહેવાનો યથાશક્તિ પ્રયાસ કરો. હમેશાં મનને શાન્ત અને સ્થિર રાખો; કેવળ પ્રેમ, શાન્તિ

અને આનંદના વિચારોને જ ચિત્તમાં સ્થાન આપો. વાસનાઓને દૂર હઠાવીને જીવનશુદ્ધિ પ્રાપ્ત કરો એટલે તમને નિત્ય શાન્તિની પ્રાપ્તિ થશે, જે જીવનનું લક્ષ્ય છે. યાદ રાખો—'સદા પ્રેમમાં વિચરણ કરવું અને સર્વ પ્રત્યે પ્રેમભાવ રાખવો એ જ સાચું જીવન છે, આદર્શ જીવન છે.'

શાન્તિ અને આનંદની પ્રાપ્તિને માટે તમારે તમારા વિચારોને શક્ય તેટલા શુદ્ધ કરવા પડશે. સ્વાર્થપરાયણતાની ભાવના કદિ તમારા મનને દૂષિત ન કરી જાય એ ધ્યાનમાં રાખજો. સાંસારિક જીવોને એક જ મહાન અને દિવ્ય શિખામણ આપવાની છે અને એ છે પૂર્ણ નિષ્કામ ભાવના. સર્વ યુગોમાં જેમણે આ વસ્તુની પ્રાપ્તિમાં જીવનને જોડયું છે, એ ભાવનાને પ્રાપ્ત કરીને તદનુકૂળ આચરણ કર્યું છે, તે સર્વ સંત મહાત્મા અને ઉધ્ધારક કહેવાયા છે. જગતના સર્વ ધર્મગ્રન્થો આ પાઠ શીખવવા માટે જ રચાયેલા છે. દુનિયાના સર્વ ધર્મ-પ્રવર્તકો આ વસ્તુને જ જીવનમાં ઉતારવાનો પયગામ આપી ગયા છે અને આપે છે. હૃદયને પવિત્ર કરવું એ સર્વ ધર્મોનું લક્ષ્ય છે અને અહીંથી જ આધ્યાત્મિકતાનો પ્રારંભ થાય છે.

સામાજિક આરામ, ક્ષણિક સુખ અથવા સાંસારિક વિજયથી જે શાન્તિ મળે છે તે અનિત્ય છે, અને જીવનની અગ્નિ-પરિક્ષાના તાપમાં બળીને ભસ્મ થઇ જાય છે. માત્ર એક આધ્યાત્મિક શાંતિ જ સર્વ પરીક્ષાઓની વચ્ચે એક રસ બની રહે છે, અને કેવળ નિષ્કામ હૃદયદ્વારા જ એ શાન્તિની પ્રાપ્તિ કરી શકાય છે.

પવિત્રતા જ અમર શાન્તિ છે. આત્મસંયમથી એ પ્રાપ્ત થાય છે, અને આ માર્ગ પર યાત્રા કરનારને માટે નિરંતર વધતો જતો વિવેકનો પ્રકાશ માર્ગપ્રદર્શકનું કામ કરે છે. ધર્મના પથ પર ડગ માંડતાં જ વિવેકનો પ્રકાશ સામે આવે છે, પરંતુ એનો સંપૂર્ણ

અનુભવ તો ત્યારે જ થાય છે કે જ્યારે નિર્દોષ જીવનની જ્વાલામાં અહંકાર વિલીન થઇ જાય છે.

જો તમે અનત સુખ અને અક્ષય શાન્તિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હો, જો તમે તમારાં પાપ, દુઃખો, ચિન્તાઓ, જીવનની કઠણાઇઓથી સદાને માટે મુક્ત થવા ચાહતા હો, જો તમને મુક્તિની આકાંક્ષા હોય આ પ્રકારના પરમ દિવ્ય જીવનની તમને અભિલાષા હોય તો પ્રથમ તો તમારી પોતાની જાત પર વિજય પ્રાપ્ત કરો પોતાના હૃદયમાં સ્થિતિ થયેલી દૈવી શક્તિની આજ્ઞા અનુસાર પ્રત્યેક વિચાર, પ્રત્યેક ભાવના તથા પ્રત્યેક કામનાને સચાલિત કરો. આ સિવાય શાન્તિનો કોઇ માર્ગ છે જ નહિ. જો તમે આ માર્ગ પર ચાલવા માટે તૈયાર નહિ હો તો કર્મવિધિનું ગમે તેવી દૃઢતાપૂર્વક પાલન કરશો, પણ એ સર્વ નિષ્ફળ અને વ્યર્થ જવાનું, અને તમારાં કોઇ દેવી-દેવતા તમને સહાય નહિ કરે જે પોતાની જાત પર વિજય મેળવે છે તેને જ આ અનન્ત સુખ અને અક્ષય શાન્તિ પ્રાપ્ત થાય છે. તમારો સત્ય અને શાશ્વત આત્મા જ તમારી અંદરનું તીર્થસ્થાન છે તમારી અંદર રહેલું એ ઇશ્વરીય તત્ત્વ છે

માટે તમારા આ સમસ્ત દુન્યવી વિષયોથી, ઇન્દ્રિયોના ભોગોથી, બુદ્ધિના ઉહાપોહથી, સાંસારિક ઝઝાવાતોથી અલગ થઇને તમારા હૃદયની ગુફાના અતરભાગમાં પ્રવેશ કરો; ત્યાં સારીય સ્વાર્થયુક્ત કામનાઓનાં દૂષિત આક્રમણોથી મુક્ત થઇને તમે પવિત્ર શાન્તિ, આનદમય ધામને પ્રાપ્ત કરી શકશો, અને તમારાં નિર્દોષ નયનો સમગ્ર વસ્તુઓને વાસ્તવિક રૂપમાં જોઇ શકશો.

બાહ્ય જગતમાં નિરંતર સઘર્ષ, પરિવર્તન અને અશાંતિ દેખાય છે, પરંતુ પ્રત્યેક વસ્તુની ભીતરમા અક્ષય શાંતિનો નિવાસ હોય છે. એ ગભીર નિસ્તબ્ધતામાં ચેતનનો નિવાસ છે.

. નાનાં બાળકોની પેઠે નિર્દોષ બનો. તમારી દાનશીલતાને એટલી વધારો, એનો એટલો પ્રચાર કરો કે અહંકાર દયાના પ્રવાહમાં જ તણાઈને અદૃશ્ય થાય.

ઇર્ષ્યા કદાપિ ન કરો. ક્રોધ અને દ્વેષથી અલગ રહો. સર્વ પ્રત્યે પ્રેમ, આદર અને સદ્ભાવ રાખો. કઠિનમાં કઠિન પરીક્ષામાં પણ કદિ કટુતા ન આવવા દેશો, અથવા કડવા શબ્દોનો પ્રયોગ ન કરશો. ક્રોધને શાંતિથી, ઉપહાસને ધીરજથી અને દ્વેષને પ્રેમથી જીતી લો. કોઈ દિવસ પક્ષાપક્ષીમાં ન પડતા. શાંતિસ્થાપક બનજો. લોકોમાં રહેલા ભેદ-ભાવને વધારો નહિ અને એક પક્ષની વિરુદ્ધ બીજા પક્ષને સહાય કરીને ઝગડા વધારો નહિ; પરંતુ સર્વને સમાન રૂપથી ન્યાય, પ્રેમ અને સદ્ભાવનું દાન કરો. બીજા ધર્મો, ધર્માચાર્યો અને સંપ્રદાયો તરફ તિરસ્કાર-ભરી દૃષ્ટિથી કદિ ન જુઓ. ગરીબ અને અમીર, માલિક અને નોકર, શાસક અને શાસિતમાં ભેદભાવ ઉપસ્થિત ન કરતાં પોતપોતાનાં કર્તવ્યમાં રહેલાં સર્વ પ્રતિ સમાન બુદ્ધિ રાખો નિરંતર મનઃસંયમ કરવાથી, કડવાશ અને દ્વેષભાવને દૂર કરવાથી અને આદર્શ દયાની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવાથી અન્તમાં સાધુતાનો ઉદય થશે.

ફળની ચિંતા છોડીને પૂર્ણ ઇમાનદારીથી પોતાના કર્તવ્યનું પાલન કરો. સુખ યા સ્વાર્થની કોઈ કામના તમારા કર્તવ્ય-પથથી તમને ભ્રષ્ટ ન કરે તે જોજો. બીજાનાં કર્તવ્યમાં હસ્તક્ષેપ કરશો નહિ. સદા ન્યાયશીલ બની રહો. કઠણમાં કઠણ કસોટીમાં, તમારૂં જીવન અને સુખ નષ્ટ થતાં દેખાય તો પણ સત્યથી વિચલિત ન થશો. દૃઢ સંકલ્પવાળો પુરુષ અજેય બને છે, એ સંશય તથા ભ્રમની દુઃખ-મય જાળથી સદા બચી જાય છે. કદાચ કોઈ તમને ગાળ દે, તમારી નિન્દા યા ઉપહાસ કરે, તો તમે શાન્ત અને ધીર બની રહો અને આ વાત સ્મરણમાં રાખવાનો પ્રયત્ન કરો કે જ્યાંસુધી તમે બદલો

લેવાને માટે તૈયાર નહિ થાઓ અગર સામી વ્યક્તિ જેવી માનસિક અવસ્થા તમારી નહિ થાય, ત્યાં સુધી તમારૂં ખરાબ કરવા ઇચ્છનાર તમને કોઈ કાળે કશી હાનિ પહોચાડી શકવાના નથી. એ રીતે તમારૂં બુરૂં કરવા માગનાર પ્રત્યે પણ દયાભાવ રાખો, કારણ કે એ પોતે જ પોતાને નુકશાન કરી રહેલ છે.

પવિત્ર વિચારવાળો પુરુષ, બીજું કોઈ પોતાને કાંઇ હાનિ પહોંચાડી શકે એમ કદિ માનતો જ નથી. એ તો પોતાના અહંકાર સિવાય કોઇને પોતાનો શત્રુ માનતો નથી.

કેવળ એવી વાતો કરો જે સત્ય અને યથાર્થ હોય. શબ્દ, સકેત યા ભાવથી પણ કોઇનું ખરાબ ન કરો–ન ઇચ્છો. જેમ એક ઝેરી સર્પથી બચવા માટે દૂર નાસો છો તે રીતે મિથ્યાવાદથી સદા બચો, નહીં તો તમે એની જાળમાં ફસાઇ જશો જે મનુષ્ય બીજાની નિંદા કરે છે તે શાન્તિના માર્ગ પર પહોંચી શકતો નથી. વ્યર્થ બક્વાદથી હંમેશાં દૂર રહેજો. જે તમને દોષિત ઠરાવતા હોય તેને તમે દોષિત કે અપરાધી ઠરાવવાનો પ્રયત્ન ન કરતા, પણ તમારા શુદ્ધ આચારણદ્વાગ તમારા પર આરોપિત થયેલ દોષનું નિરાકરણ કરો. જે સન્માર્ગ પર નથી ચાલી રહ્યા એવું તમને દેખાય છે તેની નિન્દા ન કરો, પણ તમે પોતે જ સન્માર્ગ પર ચાલીને દયાભાવથી એની રક્ષા કરો. સત્યના શુદ્ધ જલ વડે ક્રોધની અગ્નિને શાન્ત કરી દો. વિનીત બનીને વાત કરો, બને તેટલા નમ્ર બનો અને નીરસ, વ્યર્થ તેમ જ નિષ્પ્રયોજન પરિહાસમા ભાગ ન લો. ગંભીરતા અને સર્વ-પ્રત્યે પૂજ્યભાવ એ શુધ્ધતા અને જ્ઞાનનાં ચિહ્ન છે.

સત્યના વિષયમાં બનતાં સુધી વિવાદમાં ન ઊતરતાં, તમારા જીવનને જ સત્મય બનાવવાનો પ્રયાસ કરો. સારાય ભ્રમ અને સંશયને દૂર કરીને અપરિમિત શ્રદ્ધાપૂર્વક જ્ઞાનના પાઠનો અભ્યાસ કરો. કોઇ

પ્રલોભનમા પડીને સત્ય માર્ગથી વિચલિત ન બનો. આવેશમાં ન આવી જાઓ, અને વાસનાઓ જાગતાં તેને રોકો અને નિર્મૂળ કરો. એવું ન માની બેસતા કે તમને ગુરુદ્વારા અગર પુસ્તકોદ્વારા સત્યની પ્રાપ્તિ થઈ શકશે સત્યની પ્રાપ્તિ સાધના વડે જ થઈ શકે છે. ગુરુ અને જ્ઞાન તમને શિખામણથી વધુ કાંઈ જ નહિ આપી શકે, એ શિખામણને તમારે આચરણમાં ઉતારવી જોઈએ અને એમના બતાવેલા માર્ગે તમારે સ્વયં જવું જોઈએ. જે મનુષ્ય પોતાને મળેલ નિયમો અને શિખામણોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરે છે અને પૂર્ણતયા પોતાના પ્રયત્ન પર વિશ્વાસ રાખે છે, તે જ મનુષ્ય જ્ઞાનની ઉપલબ્ધિ કરી શકે છે. ગુરુમાં વિશ્વાસ રાખો, ધર્મમાં વિશ્વાસ રાખો અને ધર્મના માર્ગ પર વિશ્વાસ રાખો.

દૃઢ સંકલ્પવાળા બનો. એક ઉદ્દેશ્ય રાખો. પોતાના સંકલ્પને પ્રતિદિન દૃઢ કરતા જાઓ. સર્વ અવસ્થાઓ અને પરિસ્થિતિઓમાં ધર્મ, આનંદ, તપસ્યા, દયા, સાધુતા, શ્રધ્ધા, વિનય, ધૈર્ય અને ઇન્દ્રિય-નિગ્રહ આદિ દૈવી ગુણોનો જ પ્રકાશ કરો. ક્રોધ, ભય, સંદેહ, ઇર્ષ્યા, માત્સર્ય, રાગ, દ્વેષ અને શોકથી પૂર્ણત મુક્ત બની જાઓ. અધિકારની ઇચ્છા ન કરો પોતાના પક્ષનું સમર્થન પણ ન કરો બદલો લેવાનો વિચાર સદંતર છોડી દો. જે તમને હાનિ પહોંચાડવાનો પ્રયાસ કરે છે એનું પણ ભલું ઇચ્છો તમારો વિરોધ કરનાર, તમારા પર ખોટો આક્ષેપ કરનાર પ્રત્યે પણ એવી સજ્જનતા રાખો, જેવી સજ્જનતા તમે તમારા વિચારના મનુષ્યો પ્રત્યે દાખવો છો. બીજાના વિષયમાં ઝટ ઝટ તમારો નિર્ણય ન આપો. કોઇપણ વ્યક્તિ કે મતનો વિરોધ કદિ પણ ન કરશો. સર્વની સાથે શાન્તિથી રહો.

યાદ રાખો—સ્વર્ગ એ કોઇ એવી કાલ્પનિક વસ્તુ નથી જે

મરણુ બાદ પ્રાપ્ત થાય છે. એ એક યથાર્થ વસ્તુ છે અને હંમેશાં તમારા હૃદયમાં ઉપસ્થિત રહે છે. જ્યાં પ્રેમ છે–સાચો પ્રેમ છે, ત્યાં સ્વર્ગ છે, અને ત્યાં જ સદા શાન્તિનો નિવાસ છે.

હંમેશાં પ્રેમ અને શાન્તિનું ચિન્તન કરો. આ બે જ મુખ્ય વસ્તુઓ છે. એ અનુસાર જ પૂર્ણતઃ પોતાના ચરિત્રનું ગઠન કરો અને તમારૂં જીવન અત્યંત આનંદમય બની જશે.

ભવ-બંધનથી મુક્તિ મેળવવા માટે ધર્મ અને સદાચારના પ્રસિદ્ધ નિયમોનું અહીં તમને વારંવાર સ્મરણુ કરાવવામાં આવ્યું છે, એની પાછળ માત્ર એ જ દૃષ્ટિ છે કે એ તમને બરાબર યાદ રહે અને તમે દૃઢતાપૂર્વક એનો અભ્યાસ કરતા રહો—જીવનમાં ઉતારતા રહો. તમારા જીવનને શાન્તિમય અને આનંદમય બનાવવા માટે આ સિવાય કોઈ વસ્તુની આવશ્યકતા નથી; માટે ખૂબ દૃઢતાપૂર્વક અને સાવધાનીથી એની સાધનામાં લાગી જાઓ. અદ્ભુત સફળતાપૂર્વક તમને ઉદ્દેશ્યની પ્રાપ્તિ થશે.



**માણુસ** જો પ્રાણીમાત્રમાં રહેલા પ્રભુની જ સેવા કરતો હોય, અને નામ, કીર્તિ કે સ્વર્ગની ઇચ્છા ન રાખતો હોય તથા જેમની સેવા કરે તેઓ પાસે પણુ કશો બદલો ઇચ્છતો ન હોય તો તે નિષ્કામ કર્મ એટલે કર્મયોગ જ કરે છે અને પરમ લાભ સાધે છે; કેમ કે એ પણુ પરમાત્મદર્શન, પરમધામ અથવા મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે.

—સ્વા૦ રામકૃષ્ણુ પરમહંસ.



## સ્વયંભૂ જ્યોતિ

પ્રત્યેક આત્માની અંદર એક આન્તરિક પ્રકાશ હોય છે, જેનું અનુસંધાન અગર વિકાસ કરવાથી એનું (આત્માનું) દિવ્ય સ્વરૂપ સ્પષ્ટ પ્રકટ થઇ શકે છે. આ એ અવ્યક્ત અપાર્થિવ અનિર્વચનીય સ્વયંભૂ જ્યોતિ છે, એ ગૂઢ અન્તરિક પ્રકાશ છે, જે સંસારમાં જન્મ ગ્રહણ કરનાર પ્રત્યેક મનુષ્યને આલોક પ્રદાન કરે છે (Which lighteth every man that cometh into the world). એના પ્રકાશ પછી સર્વ કોઇ પ્રકાશિત બને છે, એના પ્રકાશમાંથી સારાય પદાર્થોને પ્રકાશ મળે છે * શ્રુતિના આ વાક્યની પાછળ પણ એ અનુભૂતિ કામ કરી રહી છે. યહૂદીઓના પયગંબર માઇકા (Micah) એ કહ્યું છે-"ઇશ્વર મને પ્રકાશની સામે લાવશે અને હું એમના ધર્મ અને ન્યાયનાં દર્શન કરીશ." (*He will bring me forth to the light, and I shall behold his righteousness*) આ પ્રકાશને તે જ જોઇ શકે છે, જે શ્રદ્ધાપૂર્વક એની શોધ કરે છે, જે એની સહાયથી સત્યનું દર્શન કરવા ચાહે છે; નહિ કે જે એની અભિવ્યક્તિ તરફ ઉદાસીન રહે છે. એ એને એવા માર્ગનું દર્શન કરાવી દે છે જે શાન્તિ, વિશ્રામ અને વિજયના નિત્ય નિકેતન તરફ લઇ જનાર છે—જ્યાં પહોચ્યા પછી મનુષ્યને લૌકિક સંઘર્ષથી વિશ્રામ મળે છે, અને જગતનાં તોફાનો

---

* तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सकलं विभाति ।

તેમ જ ઝંઝાવાતોથી પર બનીને એ પોતે એવી અનિર્વચનીય શાન્તિના વાતાવરણમાં આવે છે, જેના પર કાળની ગતિનો અથવા મનુષ્યની બદલનાર પરિસ્થિતિનો કોઇ પ્રભાવ પડતો નથી. એ પ્રકાશ એને એવા તેજોમય શિખરોની ઝાંખી કરાવી દે છે, જે આ મર્ત્યલોકથી એટલાં ઊંચાં હોય છે કે એનો પ્રકાશ સ્વર્ગીય દિપાવલિના પ્રકાશ સાથે મળીને એક બની જાય છે. ત્યાં એ જાણવા માટે કે આપણા આધ્યાત્મિક જીવનનું અત્યંત મનોમુગ્ધકારી સ્વપ્ન આ દિવ્ય અનાદિ ભાગવતીય જીવનની–જેને આપણે ઇશ્વર કહીએ છીએ અને જેના આધાર પર તેમ જ જે ઉપાદાનથી સમસ્ત સત્તા અને રૂપોની રચના થાય છે–પ્રભાનું સાચું અને વાસ્તવિક પ્રતીક અથવા પ્રતિધ્વનિ યા પ્રતિબિમ્બ છે, આ નિશ્ચય કરવો કઠણ બને છે કે આ મર્ત્યલોકથી પણ ઉપર ઉઠાવીને સ્વર્ગને પણ મનુષ્યના દૃષ્ટિપથમાં લઇ આવવામાં આવે.

એક સાચા શ્રદ્ધાળુ સાધકને, આધ્યાત્મિક જીવનની સત્યતા અને વાસ્તવિકતાને માટે કોઇ બાહ્ય પ્રમાણની આવશ્યકતા નથી હોતી, કેમકે એ પોતાના આત્મામાં જ ઓતપ્રોત રહે છે. આત્મબળના દૃઢતમ આધાર તથા પોતાની આધ્યાત્મિક પ્રકૃતિના નિર્માણને માટે એ એવા બાહ્ય પ્રમાણનો ભરોસો નહિ કરે, જેનું ખંડન પણ કરી શકાતું હોય. એના અંતરમાં તો એક એવો અવાજ ઊઠે છે જે કોઇ પણ બાહ્ય પ્રમાણથી અધિક પ્રામાણિક હોય છે. અને જે જગતના બજારના કોલાહલ સોંસરવો પણ સાંભળી શકાય છે. આત્માની અંદર એક ગૂઢ દિવ્ય દૃષ્ટિ હોય છે, જે લૌકિક વિદ્યાથી અન્તર્હિત રહે છે, જે દર્શનોના વાંકાચુંકા કઠણ રસ્તાથી દૂર હોય છે અને જે અન્ય સર્વ શક્તિઓની પેઠે સ્પષ્ટરૂપે સ્વીકાર કરવાથી, પ્રયત્નપૂર્વક સાધવાથી તેમ જ સાવધાનીથી પોષણ કરવાથી વિકસિત બને છે. આ માનવ-પ્રકૃતિની સર્વથી મહાન સમ્પત્તિ છે, મહાનમાં મહાન શક્તિ છે, એની

ઉપેક્ષા કરી શકાય જ નહિ. એ અદમ્ય અને નિશ્ચયાત્મક હોય છે. એને સ્વીકૃતિની આવશ્યકતા નથી, તેમ એનો અપલાપ સંભવિત નથી. એની ક્રિયા સીધા અને પ્રત્યક્ષરૂપે થાય છે અને શ્રદ્ધાપૂર્વક વિચાર કરવાથી એવું માલુમ પડશે કે જ્યાંસુધી આપણને સંબંધ છે ત્યાંસુધી એનો નિર્ણય નિર્ભ્રાન્ત જ રહેવાનો, કેમ કે ભલે એનો નિર્ણય અન્તિમ ન હોય, પણ આપણે માટે આથી અધિક નિર્ણયનો સંભવ નથી. સર્વના અન્તરાત્માનો આ ગૂઢ અવાજ એ ઇશ્વરનો અવાજ છે.

એ સાચું છે કે આ અવાજને અત્યંત ધ્યાનપૂર્વક સાંભળવાની આવશ્યક્તા છે. પ્રથમ એ અત્યંત ધીમો લાગે છે, પરંતુ જેમ વધારે આપણે એ સાંભળવાનો પ્રયત્ન કરીશું તેમ તેમ તે સ્પષ્ટ થતો જશે. આ અંતર્નાદ સહજ દષ્ટિદ્વારા આપણા અન્તરતમ પ્રદેશમાં નિશ્ચિત રૂપે જાગૃત થાય છે. કોઇ વાત આપણને સત્ય લાગે તો કોઇ તર્કનો આશ્રય લઇને આપણે તરત એમ સ્વીકારી લેવામાં અને ગ્રહણ કરવામાં ઈન્કાર કરવો ન જોઇએ. જો કોઇ વસ્તુ, અથવા બાહ્યરૂપ આપણી સમક્ષ પોતાની સત્તાને કાયમ કરી દે તો આપણે એ જાણીને એનો અપલાપ ન કરવો જોઇએ કે અમે બીજાં તથ્યોની સાથે, જે એની સ્વીકૃતિમાં બાધક પ્રતીત થનાર હોય, એનો મેળ બેસાડી શકતા નથી. અંધકાર સાથે સાથે વિદ્યમાન છે એ કારણથી પ્રકાશની સત્તાનો અસ્વીકાર કરી શકાતો નથી. આ પ્રકારનો જે વિરોધ દષ્ટિગોચર થાય છે એનું કારણ છે આપણી સીમિત શક્તિઓની સવિશેષતા. આ સવિશેષતાને કારણે આપણે અસીમના ધરાતલ પર સમગ્રનું એના પૂર્ણ રૂપમાં દર્શન કરી શકતા નથી—જે ધરાતલ પર સીધી રેખા ચક્રાકાર બની જાય છે અને જેને આપણે પરસ્પર વિરૂદ્ધ કહીએ છીએ એ સર્વ એકબીજાના સંબંધમાં આવીને સત્યના દોરડામાં ગુંથાઇને એક બની જાય છે. આ જ કારણથી જીવનનાં અનેક

અત્યંત બહુમૂલ્ય રત્નોથી આપણે વંચિત રહી જઇએ છીએ અથવા તો એને ગ્રહણ કરતાં ડરીએ છીએ, અને આત્માની એ દૈવી પ્રેરણાઓની ઉપેક્ષા કરીએ છીએ, જેને કાર્યાન્વિત કરવાથી આપણે સત્ એટલે યથાર્થ વસ્તુની ઉપલબ્ધિ કરી શકયા હોત. આ પધ્ધતિથી દુર્ભાગ્યે જો કોઇ વખત આપણે કોઇ ભ્રાન્ત નિર્ણય પર ચાલ્યા જઇએ, તો પણ આપણે સાચા અને ઇમાનદાર હોઇએ તો એ નિર્ણય આપોઆપ તરત જ આપણી બુધ્ધિમાંથી ખસી જાય છે. આપણે એ વાતથી ડરવાની જરુર નથી કે આપણને આ કારણે સદાને માટે નુકશાન થતું રહેશે. આપણે સત્યને જલદી પ્રાપ્તિ કરાવનાર માર્ગનું અવલંબન કરવું જોઇએ, અને જ્યારે ભગવાનનું દિવ્ય રાજ્ય આપણી સમક્ષ દેખાય ત્યારે આપણે કેવળ પ્રાથમિક સિધ્ધાંતો પર નહીં વિરમવું જોઇએ. જે વસ્તુ સ્પષ્ટ અને પ્રત્યક્ષ હોય એની સિદ્ધિને માટે તર્ક અગર હેતુશાસ્ત્રના પ્રમાણોની અપેક્ષા ન રાખતાં, પોતાની પ્રકૃતિની સ્થાયી શક્તિઓ પર વિશ્વાસ કરીને, જે રીતે માળી બગીચામાંથી ફૂલ ચૂંટે છે એ રીતે, કેવળ સૌન્દર્ય અને સંગ્રાહ્યતાની 'દૃષ્ટિથી તથ્યને પકડી લેવું જોઇએ. પુષ્પોનાં વૈજ્ઞાનિક નામ અગર ઉદ્ભિજ્જ વર્ગમાં એના યથાર્થ સ્થાનના જ્ઞાનથી એની રમણીયતા અથવા સંગ્રાહ્યતા વધી જતી નથી.

આધ્યાત્મિક વિકાસની ક્રિયા ત્યાં સુધી અબાધિત 'રૂપે ચાલુ રહેવી જોઈએ જ્યાંસુધી એ સ્વયંભૂ જ્યોતિ આપણા સમગ્ર સ્વરૂપમાં વ્યાપ્ત બનીને એના પર આધિપત્ય ન જમાવી લે, જ્યાંસુધી આપણે એમ ન કહેવા લાગીએ કે "અમે નહીં પરંતુ અમારી અંદર રહેનાર પ્રભુ જ સર્વ કાંઇ છે." એ સમયે આપણને એવી અનુભૂતિ થશે કે હું એ આ જડ શરીર નથી, પણ વસ્ત્રની પેઠે એને ધારણ કરીને એનો ઉપયોગ કરનાર છું, હું ભાવસમૂહ નથી પરંતુ એનો નિગ્રહ

કરનાર છું; હું સંકલ્પ નથી પરંતુ એની સૃષ્ટિ કરનાર છું. પરમાત્મા જ્યોતિઃ સ્વરૂપ છે, આપણે એ પ્રકાશને ગ્રહણ કરવા માટે અન્તર્મુખ થવું પડશે; અને તો જ આપણે ઉન્મુક્ત રૂપે એની સેવા કરી શકીશું, જેની સેવા એ જ નિરતિશય સ્વતંત્રતા– પૂર્ણ મુક્તિ છે–( Whose service is perfect freedom )

'Tis God's sight that illumines the senses' light,
That is the meaning of 'Light upon light',
The senses' light draws us earthwards,
God's Light calls us heavenwards."

'પરમાત્માની જ્યોતિ જ ઇન્દ્રિયોની જ્યોતિને પ્રકાશિત કરે છે. 'જ્યોતિ પર અધિષ્ઠિત જ્યોતિ'નો એ જ અર્થ છે. ઇન્દ્રિયોની જ્યોતિ આપણને જગત તરફ આકર્ષિત કરે છે, જ્યારે ઇશ્વરની જ્યોતિ આપણને એના દિવ્ય ધામમાં બોલાવે છે.' *

* રેવરંડ આર્થર ઇ. મૈસીના લેખનો ભાવાનુવાદ.



પોતાને ડાહ્યા સમજનારાઓ એમ માનીને ફૂલાયા કરે છે કે, 'આપણે કેવા ચતુર છીએ! ધન, કીર્તિ અને સંસાર–સુખની કેવી મોજ આપણે લૂંટીએ છીએ!' કાગડો પણ પોતાને ભારે ચતુર સમજે છે પણ ખરૂં જોતાં તો સવારથી સાંજ સુધી તે વિષ્ઠા જ શોધતો ફરે છે અને તેની આંતરિક અશાંતિનો પાર નથી હોતો।

—સ્વામી રામકૃષ્ણ પરમહંસ.



## જીવ અને ઇશ્વર

પ્રત્યેક પિંડમાં જે અન્તઃકરણ સહિત આનંદસ્વરૂપ ચેતન છે તેને જીવ કહેવામાં આવે છે. સર્વવ્યાપી ચેતન એક હોવા છતાં પણ અન્તઃકરણયુક્ત જીવ અનેક દેહ હોવાને કારણે અનેક દેખાય છે; જેવી રીતે એક જ સર્વવ્યાપક આકાશ અનેક ઘટાકાશોના રૂપમાં દૃષ્ટિગોચર થતું દેખાય છે.

મહાસાગરમાં જળ અખંડ રૂપથી એક સમાન વ્યાપ્ત છે, પરંતુ જ્યારે આપણી દૃષ્ટિ એના કોઇ એક વિશેષ સૂક્ષ્મ સ્થાન પર જાય છે ત્યારે આપણે એને જલબિંદુ કહીએ છીએ અને જ્યારે સમ્પૂર્ણ જળનો વિચાર કરીએ છીએ ત્યારે એને મહાસાગર તરીકે ઓળખીએ છીએ. એક વધુ ઉદાહરણ લઇએ આપણી પાસે ચોસઠ પૈસા છે; એમાંના એક એક સિક્કાને તો પૈસો કહીએ છીએ, પણ એ આખા સમુદાયને રૂપિયા તરીકે ઓળખીએ છીએ, પ્રત્યેક ટુકડામાં તાંબુ છે અને ઉપર સરકારની છાપ છે—સરકારની છાપવાળા આવા એક તાંબાના ટુકડાને-સિક્કાને—પૈસો કહીએ છીએ અને ચોસઠ સાથે ગણતાં રૂપિયો કહીએ છીએ. એવી જ રીતે એક એક દેહમા વ્યાપ્ત એવા અન્તઃકરણયુક્ત ચેતનને જીવ કહેવાય છે, અને સર્વ દેહોમાં વ્યાપી રહેલ અન્તઃકરણયુક્ત ચેતનને ઇશ, ઇશ્વર, પરમેશ્વર યા ભગવાન કહેવામાં આવે છે. જીવને પોતાના દેહનું અભિમાન હોય છે, ઇશ્વરને સારીય સૃષ્ટિનુ અભિમાન હોય છે દેહમાં વ્યાપ્ત એવા સંસ્કારયુક્ત ચેતનને

જીવ કહે છે અને સંસ્કારરહિત ચેતનને આત્મા, કૂટસ્થ, સાક્ષી ઈત્યાદિ નામે ઓળખવામાં આવે છે. એ જ રીતે સમગ્ર સૃષ્ટિમાં વ્યાપ્ત સર્વ જીવોના સંસ્કાર–સમુદાય સહિત ચેતનને ઈશ, ઈશ્વર, પરમેશ્વર કે ભગવાન કહે છે અને સંસ્કાર–સમુદાયરૂપી ઉપાધિથી રહિત ચેતનને બ્રહ્મ, પરબ્રહ્મ, પરાવિભૂતિ વગેરે કહે છે. ખરેખર તો જીવ, આત્મા, ઈશ્વર અને બ્રહ્મ સૌ એક સચ્ચિદાનંદ છે. જીવનું અન્તઃકરણ વિકાર અગર અવિદ્યા કે અજ્ઞાનથી યુક્ત છે. આ અવિદ્યાને કારણે એ સ્વયં આનંદઘન હોવા છતાં પણ પોતાને દુઃખી માને છે અને પૂર્ણ હોવા છતાં પણ પોતાને અપૂર્ણ માને છે. આ સંપૂર્ણ બ્રહ્માંડની આગળ એક દેહ તો એટલો અલ્પ છે કે એની કાંઈ ગણતરી જ નથી. એથી જ એ દેહના અભિમાની જીવનું જ્ઞાન પણ અત્યંત અલ્પ છે—નહીં જેવું છે. અને એટલે એ અજ્ઞાની કહેવાય છે. અલ્પ ઉપાધિઓમાં વ્યાપ્ત એવો જીવ અલ્પનો અભિમાની હોવાથી અલ્પજ્ઞ છે અને સારાય બ્રહ્માંડમાં વ્યાપ્ત હોવાને કારણે ઈશ્વર સર્વજ્ઞ અને સ્વયંસિદ્ધ છે. આથી જ્ઞાન એની ઉપાધિ કહેવાય છે. એ ભગવાન સર્વશક્તિ, સત્સંકલ્પ, પૂર્ણ દયા અને પૂર્ણ કરુણા આદિ દિવ્ય ગુણોથી વિભૂષિત છે, એથી સગુણ વિભૂતિ યા સગુણ બ્રહ્મ કહેવાય છે. અજ્ઞાની જીવ અપૂર્ણ, નિઃસહાય અને દુઃખી હોવાને કારણે પૂર્ણ અને સર્વશક્તિમાન એવા પરમેશ્વરની કૃપા સંપાદન કરવા ઈચ્છે—એની સહાય માગે એ તદ્દન સ્વાભાવિક છે. ભગવાન વિના જીવનો કોઈ બીજો સહાયક ન હોવાથી એને માટે ભગવાનની અનન્ય શરણાગતિ એ જ ઈષ્ટ છે. જીવને સહાય કરનાર એક માત્ર ઈશ્વર જ છે; એના પર એનો સ્વભાવથી જ અત્યંત ઉત્કૃષ્ટ અને અવિચ્છિન્ન પ્રેમ છે, કારણ કે તત્ત્વતઃ તો એ બન્ને એક જ છે. જેમ જીવને ભગવાન પર પ્રેમ છે તેમ ભગવાનને જીવ ઉપર પણ એવો જ પ્રેમ છે. જીવ ભગવાનની સાથેનો

પોતાનો સાચો સંબંધ જાણી લે—એનો એ સ્વભાવ જ છે, એને માટે ખાસ કોઇ પ્રયાસ કરવાની આવશ્યકતા પણ નથી. પરંતુ અજ્ઞાનવશ હોવાથી જીવ પોતાનો આ સંબંધ ભૂલી ગયેલ છે, તો પણ સ્વાભાવિક હોવાને કારણે એ પ્રેમ સહજ પ્રકટ થઇ શકે છે, પણ એ તરફ એની દૃષ્ટિ જાય ત્યારે ને ! એ તો વિષયોમાં એટલો લિપ્ત છે કે ઇશ્વિર તરફ જવા માટે એની પાસે સમય જ નથી ! જો એ માત્ર એક ક્ષણને માટે વિષયો તરફથી મુખ ફેરવી લઇને પરમેશ્વરમાં ચિત્ત લગાવે તો એના હૃદયમાં ભગવત્પ્રેમ પ્રકટ થાય, જે સ્થિતિના સુખને માટે ત્રણ લોકમાં કોઇ ઉપમા નથી.

ભગવાન સર્વજ્ઞ છે, એ પોતે જાણે છે કે જીવ પોતાનો જ એક અંશ છે, અને એ જ કારણથી જીવ પર એને સ્વાભાવિક પ્રેમ છે. એ જીવને કદિ ભૂલેજ નહિ. જીવને સંપૂર્ણ મદદ કરવાને માટે તેમજ એના યોગક્ષેમનો નિર્વાહ કરવાને અર્થે તો એ તૈયાર બેઠેલ છે. એ ત્યાંસુધી કરવા ઇચ્છે છે કે જીવના અન્તઃકરણમાં વ્યાપી રહેલ અજ્ઞાનને દૂર કરીને જ્ઞાન-જ્યોતિ પ્રકટ કરી દેવી, જેથી એના ( જીવના ) સર્વ વિકાર નષ્ટ થાય અને ફરીથી કોઇ દુઃખ એને સ્પર્શી શકે જ નહિ; અને એ જન્મ-મરણની ઉપાધિથી મુક્ત બનીને પરમાનન્દની-પોતાના જ સ્વરૂપની પ્રાપ્તિ કરી લે, પરંતુ વાત એવી છે કે ભગવાન તો જીવ તરફ મુખ ફેરવીને એને મુક્ત કરવાને તૈયાર ઊભેલ છે, પણ જીવ એ તરફ પીઠ ફેરવીને સાંસારિક વિષયો તરફ મોં રાખી રહેલ છે એનું શું ? એ વિષય-ભોગોમાં જ લિપ્ત છે, એમાં જ રમણ કરે છે; આથી જ્યારે ભગવાન જુએ છે કે આ જીવરૂપી બાળક હજી દુનિયાના ખેલમાં રમી રહેલ છે ત્યારે પછી એને ન બોલાવતાં ખેલવા દે છે. ઇશ્વિર જાણે છે કે એ એક દિવસ તો થાકશે જ, એક ક્ષણ એવી આવશે જ્યારે એ જીવને સાચું ભાન થશે, અને જગતની અનિત્ય વસ્તુઓ તેમ જ વિષય-ભોગો પર એને તિરસ્કાર આવતાં પોતાના ખરા સ્વરૂપ તરફ

એ પાછો વળશે, અને તે સમયે બરાબર તે જ પળે પોતે (ભગવાન) એને અપનાવી લેશે. વચ્ચે વચ્ચે આ સંસારરૂપી ખેલમાં ખેલતાં એ પડી જાય છે, દુઃખી થાય છે, ત્યારે જરૂર પરમેશ્વર એને સહાય કરે છે, પરંતુ એ રમત છોડે નહિ ત્યાં સુધી એના મૂળ સ્વરૂપનું જ્ઞાન થાય નહિ અને જ્યાં સુધી પોતે પોતાને ન ઓળખી શકે ત્યાં સુધી પરમાત્મા સાથે એકતા સધાય નહિ. આ રીતે આ જગતનો જુદો ખેલ ચાલી રહ્યો છે. આપણે જોઈ ગયા કે જીવ પર ભગવાનની સદા કૃપા જ રહે છે, છતાં એ વિષયોમાં એટલો અંધ થઈ ગયેલ છે કે પરમેશ્વરની કૃપાનો એને ખ્યાલ જ આવતો નથી. જો એને ઇશ્વરની કૃપાનું ઠીક ઠીક જ્ઞાન થઈ જાય તો એની વૃત્તિ સ્વયં તરત જ ભગવાન તરફ વળી જાય.

ઉપર્યુક્ત કથન અનુસાર જો જીવને ઇશ્વર સાથેના પોતાના સંબંધનું જ્ઞાન થાય તો એનો ભગવાન પ્રત્યે સ્વાભાવિક પ્રેમ–જે એનો સ્વભાવ જ છે–પ્રકટ થઇ શકે. આ પ્રેમ સ્વાભાવિક હોવાથી શુદ્ધ છે. એમાં કોઇ ફળની ઈચ્છા નથી. એ પ્રેમ અહૈતુક છે. એમાં સુખ, ભય વગેરે કોઇ હેતુ હોઇ શકતો નથી. આપણને પોતાને પોતાની જાત પર જે પ્રેમ છે તે નિર્હેતુક, સ્વાભાવિક અને શુદ્ધ છે. એને પરમ પ્રેમ કહેવાય છે. જેટલો અને જેવો પ્રેમ આપણને આપણા પોતાના પર હોય છે, તેટલો અને તેવો પ્રેમ બીજા કોઇના પર હોતો નથી. બીજા પર પ્રેમ કરવામાં કાંઇ ને કાંઇ ફળની ઇચ્છા અવશ્ય રહેવાની જ, પછી ભલે એ ઈચ્છા માત્ર આનંદની જ હોય. જો ઇશ્વર પર પ્રેમ થાય તો જીવની વૃત્તિ એનામાં લાગે છે, કારણ કે ત્યાં પરમ સુખનો અનુભવ થાય છે. પછી એ વૃત્તિ વિષયોમાં જવાની જ નહિ. આ રીતે જો વિષયોમાં એની આસક્તિ નહીં રહે તો પછી એ વિષયોનું બંધન ક્યાં રહેવાનું? અને જો એ બંધન છૂટી જાય તો પછી દુઃખ છે જ ક્યાં?

## જીવનનો હેતુ

મનુષ્ય–જીવનનો ઉદ્દેશ મહાન છે. એની શોભા અપાર છે. શરીરની રચના પર પણ ઊંડો વિચાર કરીએ તો એના સર્જકની કલા પર મુગ્ધ થઈ જઈએ. માનવજાતની કોઈ પણ કારીગરી–કોઈ પણ કલાકૃતિ એની સામે તુચ્છ લાગે છે. શરીરમાં જેટલા અવયવ છે તે સર્વનું પોતાનું અલગ અલગ કાર્ય છે અને એ સર્વ પરસ્પર એટલા સંતુલિત છે કે વિરોધ યા વિષમતાનું ત્યાં નામ નથી. હાથનું કાર્ય હાથ કરે છે, અને પગનું કામ પગ. આંખો પોતાનું કામ કરે છે, કાન પોતાની ફરજ બજાવે છે. આંખો સાંભળતી નથી, કાન દેખતા નથી. આ રીતે સર્વ અંગો પોતપોતાનું નિર્દિષ્ટ કાર્ય કરે છે અને એ સર્વના કેન્દ્રમાં બેઠેલી બુદ્ધિ એનું સંચાલન અને અનુશાસન કર્યા કરે છે, એથી જરા આગળ વધીએ તો એક કુતૂહલ અને જિજ્ઞાસા થાય છે કે બુદ્ધિમાં જે પ્રકાશ છે તે ક્યાંથી આવે છે?

જે પિંડમાં છે તે જ બ્રહ્માંડમાં છે—પિંડ બ્રહ્માંડનું નાનું રૂપ છે અને બ્રહ્માંડ પિંડનું વિરાટ સ્વરૂપ છે. આ કારણથી જે બ્રહ્માંડનું સંચાલન અને સરક્ષણ કરે છે, તે જ પિંડનું પણ સંચાલન અને સંરક્ષણ કરે છે. એક જ પ્રકાશથી સર્વ કાંઈ પ્રકાશિત છે. ધૂળના એક નાના કણમાં પણ એ જ પ્રકાશ છે, જે વિરાટ બ્રહ્માંડમાં છે. કોઈપણ સ્થાન, કોઈપણ સમય એનાથી વંચિત નથી. 'The cup is full and runneth over on all sides!'

પરંતુ કોણ જાણે શું કારણ છે કે આપણે પોતે મુક્તિવંત, અમિત થઈને પોતાની જાતની વિસ્મૃતિ થઈ ગઈ હોય, પોતે જ ખોવાઈ ગયેલ હોઈએ એવો અનુભવ–એવું વર્તન કરી રહ્યા છીએ। આપણને એ દિવ્ય પ્રકાશનો સ્પર્શ કેમ નથી થતો? આપણામાંના મોટા ભાગનું જીવન ભારરૂપ કેમ બની રહ્યું છે? આનંદની ધારા–જેમાં સર્વ કોઈ સ્નાન કરવાનું અધિકારી છે–આપણા મન–પ્રાણનો સ્પર્શ પણ કાં ન કરે? આપણે આમ ચેતનાશૂન્ય અને જડ કેમ થઈ ગયા છીએ?

રાત–દિન દુઃખ, ચિંતા, અવસાદ, વિપત્તિ, કલેશ, ગરીબી, જરા, વ્યાધિ, મૃત્યુ વગેરેની વાતો વિચારતાં વિચારતાં આપણે એમાં એટલા લીન થઈ ગયા છીએ કે એના સિવાય બીજું પણ કાંઈક અસ્તિત્વ ધરાવે છે–એ આપણે વિચારી જ શકતા નથી. જીવનમા કોઈ સૌન્દર્ય છે, આ જગતમા કોઈ શોભા છે–એ તરફ જોવાની આપણી દૃષ્ટિ જ લુપ્ત થઈ ગઈ છે અને માથું પૂછો તો આપણને એવું જ આશ્ચર્ય થાય છે કે આખરે આપણે જીવીએ છીએ શા માટે? કોના માટે? શું દુઃખમાં નિરંતર મળ્યા કરવું એ જીવનની શોભા છે! શું અહીં સર્વ સ્થળે અને સર્વ સ્થિતિમાં–સમયમાં દુઃખ જ દુઃખ ભર્યું છે?

જીવનની શોભાને આંખો ઠારીને જોવી હોય, સંતોષપૂર્વક સમજવી હોય તો પ્રથમ તો એ આવશ્યક છે, બહુ જ આવશ્યક છે કે આપણે એટલું સમજી લઈએ કે આપણે એટલે માત્ર શરીર નહિ, માત્ર મન નહિ. શરીર છે અને મન પણ છે, પરંતુ મન અને બુદ્ધિથી પણ જે પર છે તે 'આપણે' છીએ; અને તે છે આત્મા. આત્મા ન હોત તો શરીર અને મન હોત જ નહિ. આત્માને લીધે તો આ શરીર અને મન આ સ્થિતિમાં છે, અને જે ક્ષણે આત્મા આ કાયાને છોડીને ચાલવા માંડશે તે ક્ષણે માત્ર દેહનું પિંજર–ખાલી ખોખું–

પડયું રહેવાનું છે. પ્રાણ નીકળી ગયા પછી આ શરીરને સ્પર્શ કરતાં પણ લોકો સંકોચાય છે સૂગાય છે અને અભડાય છે! પ્રાણ ચાલ્યા ગયા બાદ આ શરીર નિર્જીવ પડયું રહે છે, એના બધા અવયવો જેમના તેમ દેખાય છે, પરંતુ કાંઇપણ ક્રિયા થઈ શકતી નથી-આપણું હલન-ચલન પણ અશક્ય બને છે, આ તો આપણો નિત્યનો અનુભવ છે, છતાં પણ આપણામાં એવી વ્યક્તિઓ બહુ જ ઓછી છે જે આત્માના સંબંધમાં કાંઇ જ્ઞાન ધરાવતી હોય અગર એ સંબધી જાણવાની ઇચ્છા રાખતી હોય. આ કારણથી તો આપણે જીવનની શોભાથી વંચિત છીએ અને એ જ કારણે-આત્માનું જ્ઞાન ન હોવાથી જ આપણે ચોતરફથી દુઃખો અને યાતનાઓ વડે ઘેરાયેલા છીએ, અભાવગ્રસ્ત છીએ, વિપત્તિઓમાં ડૂબેલા છીએ.

•

શરીર મરી જાય છે અને આત્મા એ શરીરને છોડીને બીજામાં અને બીજાને છોડીને ત્રીજામાં-આ પ્રકારે પોતાના પરમ પ્રિયતમ પ્રભુના પંથે આગળ ને આગળ ચાલતો જાય છે. શા માટે? કારણ એટલું જ છે કે આ આત્માની ભૂખ-તરસ જગતના કોઇ પદાર્થ, કોઇ ભોગ, કોઇ પ્રાપ્તિથી મટે એમ નથી. અહીંની કોઇ ચીજ એને લોભાવી શકતી નથી, એની યાત્રાના માર્ગમાંથી એને વિચલિત કરી શકતી નથી. એ તો પોતાના પરમ પ્રિય પરમાત્માને મેળવીને જ શાન્ત થાય છે. સંસારમાં મનુષ્ય પરમાત્માને પ્રાપ્ત કરવાને માટે અને ભગવત્સુખનો આનંદોપભોગ કરવાને અર્થે જ આવેલ છે. એ અમૃતનો પુત્ર છે અને અમૃત એ જ એનો આહાર છે. ભૂલથી, મોહથી, અજ્ઞાનથી એ અમૃત છોડીને વિષનું ભક્ષણ કર્યા કરે છે અને એ કારણે તો એ વારંવાર જન્મે છે અને મૃત્યુ પામે છે. આ જન્મ-મૃત્યુના ચક્કરમાં એને દુઃખ, અભાવ, ગરીબી, વિપત્તિ, જરા, વ્યાધિ

અને આકર્ષણ આપણા આધ્યાત્મિક વ્યાયામને માટે જ છે. આત્મામાં સ્થિત થઇને એ સર્વ દુન્યવી વસ્તુઓને પરાજીત કરવી જોઇએ, એના પર કાબૂ મેળવવો જોઇએ. જ્યારે સાંસારિક ભોગ અને વૈભવ આપણા જીવનનો ઉદ્દેશ બની જાય છે ત્યારે આપણે આત્માથી ચ્યુત થઇને નશ્વર પદાર્થોમાં ભટકવા લાગીએ છીએ અને જીવનના સાચા માર્ગથી ખસી જઇએ છીએ. આ રીતે સ્વાર્થની સાધના એ સર્વનાશનો સરલ માર્ગ છે, અને પ્રેમની સાધના એ આત્મોન્નતિનો સર્વથી સુંદર માર્ગ છે. આપણો જીવન-ઉદ્દેશ હોવો જોઇએ ભગવત્પ્રાપ્તિ, નહિં કે આ અગર તે પદાર્થની પ્રાપ્તિ. બહારનું વાતાવરણ અને પરિસ્થિતિ આપણને આપણા આત્માને દૃઢ કરવામાં સહાયતા આપ્યા કરે છે. આપણે ભગવાનમાં આપણી જાતને-આપણને પોતાને મીલાવીને જેટલા એકાકાર થઈ શકીશું, એમાં જ જેટલા તલ્લીન થઈશું. એટલે જ અંશે, વાસ્તવિક અર્થમાં જીવનને સફળ બનાવી શકીશું. સાત્વિક ગુણોનું, ભગવદીય ગુણોનું અર્જન કરતાં કરતાં, બસ, ભગવાનના પંથે આપણે ચાલ્યા જ જઈએ, આગળ ને આગળ વધતા જઇએ-પછી ત્યાં જે વસ્તુની આવશ્યકતા ઉપસ્થિત થશે, ત્યાં તે વસ્તુ તે જ સમયે આપણને અનાયાસે આપોઆપ આવી મળશે. આ રીતે જેમ જેમ આપણે પોતાના પર કાબૂ મેળવતા જઈશું તેમ તેમ પરિસ્થિતિઓ પર પણ આપણો કાબૂ થતો જશે; કારણકે આત્મવિજયનો અર્થ છે લોકવિજય.

આ સંસાર પર આપણે ત્યાંસુધી વિજય નથી મેળવી શકતા જ્યાં સુધી આપણા પોતાના વિચારો અને ભાવો પર વિજય નથી મેળવતા. હજી આપણે 'વિજય'નો ખરો અર્થ જ સમજતા નથી. પશુતા અને જંગાલિયત આપણામાં ભરી પડી છે. વિનાશ અને સંહારના સમાચારો મોટાં મોટાં શીર્ષકોમાં વાંચવામાં આપણને મઝા

આવે છે. શાન્તિ, સમતા, પ્રેમના સ્થાને અશાન્તિ, વિષમતા, વિરોધ આપણને વધુ ગમે છે. જીવનનો આ અર્થ છે? જીવનની આ શોભા છે? જીવનનો અર્થ સંગ્રહ–પરિગ્રહ–સંચય નથી, જીવનનો અર્થ છે પ્રેમ અને સેવા. ભૌતિક વૈભવ મેળવવાથી આપણી આધ્યાત્મિક દરિદ્રતા મટી નથી. સાચું તો એ છે કે ભગવાનના રાજ્યમાં કોઈપણ વસ્તુનો અભાવ છે જ નહિ. અભાવ તો આપણા મનમાં વસે છે અને એ કારણથી તો આપણે ભગવાનના વિપુલ વૈભવનો ઉપભોગ કરી શકતા નથી. આપણી આધ્યાત્મિક દરિદ્રતામાં દરેક પળે આપણે ઉમેરો કરી રહ્યા છીએ, પ્રતિપળે આપણે વધુ ને વધુ દરિદ્ર બનતા જઈએ છીએ.

## ઇશ્વરનું અપમાન

**ઓ** વ્હાલા ચોર–નિન્દાખોર–લૂંટારા, આવ ! જલદી આવ ! હું તારૂં સ્વાગત કરવાને તૈયાર છું, લેશ પણ ડર રાખીશ નહિ. મારો આત્મા તે તારો આત્મા છે અને તારો આત્મા તે મારો આત્મા છે. હા, જો તારી મરજી હોય તો બેશક તું જેને મારાં કપડાં ધારે છે તે લઇ જા.

હા, જો તેમ કરવું યોગ્ય ધારતો હોય તો ભલે કર. ગમે તો એક જ ઝટકે આ શરીરને કાપી નાખ; અને જોઇએ તો એના ટુકડે ટુકડા કરી નાખ. તારે જોઇએ તો દેહ અને તારે જોઇએ તો ગમે તે લઇ લે. નામના અને કીર્તિ સાથે લઈ લે ! લઇ લે અને દૂર થા !

તે છતાં પણ જો તું પાછો ફરીને જોશે તો હું અખંડ અને પૂર્ણ આરોગ્ય સ્થિતિમાં માલમ પડીશ.

બંદગી ! જનાબ ! બંદગી !

નમસ્તે ! મહાશય ! નમસ્તે !

મુસલમાનો ! મને કાપી નાખવાની તમને રજા છે, પણ મારૂં અંતઃકરણ તમારી પ્રત્યેના પ્રેમથી બળે છે. ખ્રિસ્તીઓ ! મારા કથનનો ખોટો અર્થ કરવાની તમને છૂટ છે, પણ હું તો તમને ચાહું છું. અંત્યજો, ભંગીઓ, તમારાં મેલાં–ગંદાં ઝુંપડાંમાં કોઇ નહિ આવે તો પણ હું ત્યાં આવવાને જરાપણ સંકોચ રાખીશ નહિ.

કૃત્રિમ પ્રેમ અને કૃત્રિમ સહૃદયતા ધારણ કરવાં એ **ઈશ્વરનું અપમાન કર્યા બરોબર છે !**

# અમૃત–ધારા

" હિંદુસ્તાનનું સાચું શિક્ષણ કર્મકાંડના રૂપને અવિનાશી બનાવવા માટે નથી, પરંતુ અવિનાશી આત્માને પ્રત્યેક રૂપમાં અને કર્મમાં, પ્રત્યેક ઋતુમાં અને યુગમાં અનુભવવા માટે છે, માટે નકામા રાગ–દ્વેષ છોડો, જો રાત હોય તો રાત સાથે લડો નહિ, પણ તે વખતે દીવો પ્રકટાવો. અમાસને પણ દિવાળી-ની રાત બનાવી દો. સંસારને પ્રકાશવાન–જ્ઞાનવાન બનાવો. દિવસ ઊગ્યો એટલે રાત પણ પડવાની જ. અને કહો તો ખરા કે રાત કઇ વાતે દિવસ કરતા ખરાબ છે ? દિવસનો જો એક પ્રકારનો લાભ છે તો રાતે બીજી પ્રકારનું સુખ છે, માત્ર તેનો લાભ લેતાં આવડવું જોઇએ. કલિયુગ જો ખરાબ છે, તો તેને માટે જ છે કે જે તેને આત્મદર્શન કરવાનું સાધન નથી બનાવતો.

—સ્વામી રામતીર્થ

## ઇશ્વરનું અપમાન

**ઓ** વ્હાલા ચોર–નિન્દાખોર–લૂટારા, આવ ! જલદી આવ ! હું તારૂ સ્વાગત કરવાને તૈયાર છુ, લેશ પણ ડર રાખીશ નહિ મારો આત્મા તે તારો આત્મા છે અને તારો આત્મા તે મારો આત્મા છે હા, જો તારી મરજી હોય તો બેશક તુ જેને મારા કપડા ધારે છે તે લઇ જા

હા, જો તેમ કરવુ યોગ્ય ધારતો હોય તો ભલે કર ગમે તો એક જ ઝટકે આ શરીરને કાપી નાખ, અને જોઇએ તો એના ટુકડે ટુકડા કરી નાખ તારે જોઇએ તો દેહ અને તારે જોઈએ તો ગમે તે લઇ લે નામના અને કીર્તિ સાથે લઈ લે ! લઇ લે અને દૂર થા !

તે છતા પણ જો તુ પાછો ફરીને જોશે તો હુ અખડ અને પૂર્ણ આરોગ્ય સ્થિતિમા માલમ પડીશ

બદગી ! જનાબ ! બદગી !

નમસ્તે ! મહાશય ! નમસ્તે !

મુસલમાનો ! મને કાપી નાખવાની તમને રજા છે, પણ મારૂ અતકરણ તમારી પ્રત્યેના પ્રેમથી બળે છે ખ્રિસ્તીઓ ! મારા કથનનો ખોટો અર્થ કરવાની તમને છૂટ છે, પણ હુ તો તમને ચાહુ છુ અત્યજો, ભગીઓ, તમારા મેલા–ગદા ઝુપડામા કોઇ નહિ આવે તો પણ હુ ત્યા આવવાને જરાપણ સકોચ રાખીશ નહિ.

કૃત્રિમ પ્રેમ અને કૃત્રિમ સહૃદયતા ધારણ કરવા એ **ઇશ્વરનુ અપમાન કર્યા બરોબર છે !**

# અમૃત-ધારા

" હિંદુસ્તાનનું સાચુ શિક્ષણ કર્મકાંડના રૂપને અવિનાશી બનાવવા માટે નથી, પરંતુ અવિનાશી આત્માને પ્રત્યેક રૂપમા અને કર્મમા, પ્રત્યેક ઋતુમા અને યુગમા અનુભવવા માટે છે, માટે નકામા રાગ-દ્વેષ છોડો, જો રાત હોય તો રાત સાથે લડો નહિ, પણ તે વખતે દીવો પ્રકટાવો. અમાસને પણ દિવાળી-ની રાત બનાવી દો. સંસારને પ્રકાશવાન-જ્ઞાનવાન બનાવો. દિવસ ઊગ્યો એટલે રાત પણ પડવાની જ. અને કહો તો ખરા કે રાત કઈ વાતે દિવસ કરતા ખરાબ છે? દિવસનો જો એક પ્રકારનો લાભ છે તો રાતે બીજી પ્રકારનુ સુખ છે, માત્ર તેનો લાભ લેતા આવડવું જોઈએ કલિયુગ જો ખરાબ છે, તો તેને માટે જ છે કે જે તેને આત્મદર્શન કરવાનું સાધન નથી બનાવતો.

—સ્વામી રામતીર્થ

મનુષ્ય જે કોઈ શાસ્ત્રને કેવળ મોક્ષપ્રાપ્તિને માટે જ જો આચરણમા મૂકે છે, તો તે શાસ્ત્ર તેને અવશ્ય ફળદાતા થઈ પડે છે. તાત્પર્ય કે હરકોઈ પ્રવૃત્તિમા રહીને અથવા હરકોઈ મતમા રહીને શમ-દમાદિ આત્મસાધનોનુ અનુષ્ઠાન કરવામા આવે તો મનુષ્યને સર્વ દોષથી રહિત એવા આત્મસ્વરૂપનો જ લાભ થાય છે જે પુરુષ કેવળ જ્ઞાનને જ અનુસરે છે, તે પુરુષના સંસારનો, શમદમાદિક સાધનોના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલું જ્ઞાન અવશ્ય નાશ કરે છે, પરતુ જ્ઞાનને અનુસર્યા વિના વૈદિક કર્મોની અંદર પ્રવૃત્તિ કરવામા આવે છે, તો પણ તે પ્રવૃત્તિ પ્રજાઓની વિનાશકર્તા થઈ પડે છે. ”

—શ્રી મહાભારત : મોક્ષધર્મ

## જ્ઞાનનો સાક્ષાત્કાર કેમ થાય ?

સાધારણ રીતે વિચાર કરવાથી માણસને એટલું તો સહજ માલુમ પડશે કે તે પોતે શરીરથી પૃથક્ છે. જેવી રીતે એ શરીરથી જુદો છે તેવી જ રીતે નેત્ર–કર્ણાદિ ઇન્દ્રિયોથી પણ જુદો છે. એ સારી રીતે સમજે છે કે હુ જીવ છું અને શરીર તથા ઇન્દ્રિયો એ તો મે ધારણ કરેલ વસ્તુઓ છે. આ કારણથી તો એ એમ કહ્યા કરે છે કે આ 'મારૂં શરીર' છે, અગર આ 'મારી ઇન્દ્રિયો' છે. આ જ રીતે એ મનને પણ 'મારૂં મન' કહે છે અને જો વધુ ઊંડો વિચાર કરે તો મનને પણ સ્પષ્ટ રીતે પોતાનાથી જુદું સમજી શકે છે આપણે એક જ જગ્યાએ રહીએ છીએ પરંતુ આપણું મન માઇલોના માઇલો દૂર રખડવા ચાલ્યું જાય છે, એથી સિદ્ધ થાય છે કે એક જગ્યાએ સ્થિત રહેનાર આપણા ('જીવ')થી આ ગાઉના ગાઉ ચક્કર લગાવનાર મન તદ્દન પૃથક્ એટલે જુદું છે. આ આપણે શરીર, ઇન્દ્રિયો અને મનથી પૃથક્ છીએ. વિચારવાન મનુષ્યને માટે આ જ્ઞાન સહજ છે. મારૂં શરીર, મારી ઇન્દ્રિયો અને મારૂં મન તે હું નથી, હું તો એ સર્વને ધારણ કરનાર જીવ છું–આટલું જ્ઞાન તો સ્વાભાવિક થઇ જાય છે પરંતુ હું જીવ છું તેનું સ્વરૂપ શું છે એ જ્ઞાનને માટે અત્યંત સૂક્ષ્મ વિચારની આવશ્યકતા રહે છે.

જેવી રીતે શરીર અનેક છે, તેવી રીતે ઇન્દ્રિયો અને મન પણ પ્રત્યેક શરીર ભિન્નભિન્ન હોવાથી અનેક છે, પ્રત્યેક શરીરનો જીવ

ભિન્ન છે, આથી જીવ પણ અનેક સિદ્ધ થાય છે. જીવ અનેક છે અને એકથી બીજા ભિન્ન છે. આ ભિન્નતા શા કારણે છે? પ્રત્યેક જીવને જન્મ-મરણ, સુખ-દુઃખાદિ ભોગ, કામ-ક્રોધાદિ વિકાર ભિન્ન-ભિન્ન હોય છે. એ જન્મ-મરણ અને કામ-ક્રોધાદિ સંસ્કાર એક જીવથી બીજાની ભિન્નતા સિદ્ધ કરે છે. પ્રત્યેક જીવના સંસ્કાર-સમુદાય ભિન્ન હોય છે. આ સંસ્કાર-સમુદાય ઉપરાંત બીજું કોઈ પણ તત્ત્વ જીવમાં હોય છે ખરું? આ વાત પર વિચાર કરીએ તો ધીમે ધીમે સ્પષ્ટ થતું જશે કે જ્યારે કામ-ક્રોધાદિ વિકાર નથી રહેતા ત્યારે આનંદનો અનુભવ અવશ્ય થાય છે. ગાઢ નિદ્રામાં આ વિકાર જો નથી રહેતા તો આવો આનંદ એ સ્થિતિમાં થોડા સમયને માટે પ્રાપ્ત થઈ શકે છે, આ વિકારરહિત આનંદભોગની વૃત્તિ સિવાય ત્યાં બીજી સર્વ વૃત્તિઓ લીન થઈ જાય છે. સ્વપ્નમાં સાધારણ વૃત્તિ જાગ્રત રહે છે. સ્વપ્નાવસ્થામાં આ બીજી વૃત્તિઓ લીન નહિ રહેતી હોવાથી સુખ-દુઃખનો અનુભવ થાય છે. આ પરથી આટલું સમજાયું કે જીવ 'આનંદ' અને 'સંસ્કાર-સમુદાય' આ બેના સંસર્ગથી બનેલ છે.

આનંદ થાય છે તે એક જ જાતનો, એક સરખો હોય છે, એ વધતો–ઘટતો નથી. જાગૃતિમાં જ્યારે આ વિશેષ સંસ્કારવાળી વૃત્તિઓ ઉદ્‌ભૂત થાય છે ત્યારે એના લીધે આનંદનો થોડો અગર વધુ અનુભવ થાય છે. આ પરથી સિદ્ધ થયું કે આનંદના ઓછા–વત્તા અનુભવનું કારણ સંસ્કાર–સમુદાય છે. જેવી રીતે ગાઢ નિદ્રામાં હોય છે તેવી જ રીતે જાગૃતિમાં જો એક ક્ષણને માટે પણ વૃત્તિ સ્થિર બની જાય, વિશેષ સંસ્કારવાળી વૃત્તિઓ જો જાગ્રત ન થાય તો એ સમયે પણ એવા આનંદનો અનુભવ થઈ શકે છે. જીવનું આનંદતત્ત્વ અવિનાશી, ચેતનમય અને એક છે અને સંસ્કાર–સમુદાય ભિન્નભિન્ન છે તેમજ વિનાશી છે, વિકારોથી યુક્ત સંસ્કાર–સમુદાયથી રહિત કેવળ શુદ્ધ ચિદાનંદને ' આત્મા ' કહે છે. આત્માને પૂર્વ-સંસ્કારોના ભોગને માટે શરીરની આવશ્યકતા જણાઇ. આ શરીરમાં સંસ્કાર–સમુદાયસહિત રહેલ આત્મા યા ચિદાનન્દને ' જીવ ' કહેવામાં આવે છે. વિકારી સંસ્કાર–સમુદાયનો જો સંપૂર્ણ નાશ થઇ જાય તો પછી કેવળ આનંદ જ રહે.

આ વિકારયુક્ત સંસ્કાર–સમુદાયનો નાશ કઇ રીતે થઈ શકે ? મનુષ્ય જે કાંઇ ક્રિયા કરે છે એ પ્રત્યેક ક્રિયાનો હેતુ, પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ સ્વરૂપમાં, કેવળ સુખની ઇચ્છા જ હોય છે. આ સુખને માટે અનુકૂળના અગર પ્રતિકૂળના અનુસાર રાગ–દ્વેષ અને કામ-ક્રોધાદિ વિકાર ઉત્પન્ન થાય છે, જે પોતપોતાના નવા સંસ્કાર ઉત્પન્ન કરે છે. આ સુખની ચાહના આપણા આનંદસ્વરૂપના જ્ઞાનના અ-ભાવમાં થાય છે અને એ ચાહના જ વિકારો તેમજ સંસ્કારોને ઉત્પન્ન કરનારી બને છે. જીવ વાસ્તવમાં સ્વયં આનંદસ્વરૂપ છે, એથી એને સુખને માટે કોઇ બહારના વિષય કે વસ્તુની જરૂરિયાત છે જ નહિ. આ ચાહના–ઇચ્છા–નો નાશ થતાં જ જીવ વિકારો અને

સરકારોથી મુક્ત થાય છે અને સદૈવ આનંદસ્વરૂપ બની રહે છે.

'જીવ આનંદસ્વરૂપ છે'—આ જ્ઞાનનું એક અંગ છે, અને 'એ જ્ઞાનના અભાવથી જ જીવને સુખની ઇચ્છા રહે છે તેમજ એનાથી વિકાર અને સરકાર ઉત્પન્ન થાય છે જે દુ:ખના હેતુ હોય છે.'—આ જ્ઞાનનુ બીજુ અંગ છે, જે વિષે આપણે અગાઉ વિચારી ગયા છીએ. આપણે કદિ હાથી ન જોયો હોય અને આપણી સામે હાથીનું વર્ણન કરવામા આવે તો આપણને હાથીનું જે જ્ઞાન થાય તે પરોક્ષ જ્ઞાન થયું એમ ગણાય, પરતુ જો આપણને હાથીનો પૂર્વપરિચય હોય તો હાથીનું જ્ઞાન પરોક્ષ નહિ પણ અપરોક્ષ થયું મનાય. જીવનો અને જીવના આનંદસ્વરૂપનો આપણને પરિચય છે, આપણે આપણને સારી રીતે પિછાનીએ છીએ, આપણે આપણા આનંદસ્વરૂપનો અનુભવ નિદ્રા અને જાગૃતિ બન્ને અવસ્થામા કોઇ કોઇકવાર કરતા રહીએ છીએ, આથી આપણા જીવમા આનંદસ્વરૂપનું જ્ઞાન પરોક્ષ ન હોતા અપરોક્ષ જ હોય છે. 'આપણું સ્વરૂપ આનંદમય છે,'—જ્ઞાનના આ અંગનો સાક્ષાત્કાર થાય છે. 'એ સ્વયં આનંદસ્વરૂપ હોવાથી સ્વાભાવિક જ આનંદમય રહે છે. એથી એને અધિક આનંદની કાઈ કામના નથી રહેતી.'—જ્ઞાનના આ બીજા અંગનો સાક્ષાત્કાર કરવાનું બાકી રહ્યું. એનો સાક્ષાત્કાર કરવા માટે આ પ્રાપ્ત કરેલ જ્ઞાનને દરરોજના વ્યવહારમાં લાવવું જોઇએ. આમ તો જો કે એમા બહુ મુશ્કેલીઓ દેખાય છે, પરતુ વાસ્તવમાં એ મુશ્કેલીઓ નથી. જે મુશ્કેલીઓ દેખાય છે તેમાનો મોટો ભાગ વિવેક અને વિચારથી દૂર થઈ જાય છે. કોઇ કોઇવાર આમાં એવા અનુભવી પુરુષોની સહાય લેવી પડે છે જે સ્વરૂપનો સાક્ષાત્કાર કરી ચૂક્યા હોય. જે પુરુષ ભગવાનનું શરણ સ્વીકારે છે તેને ભગવાન સહાય કરે છે. જો સાક્ષાત્કાર કરવાનો આપણો દૃઢ સકલ્પ જ હોય

તો પછી કોઇને કોઇ ઉપાય વડે આ ભયંકર દેખાતી મુશ્કેલીઓ પણ દૂર કરી શકાય છે. માત્ર આમ કરવું કે ન કરવું એ આપણા હાથની વાત છે. જો તમે ખરેખર સાચા સુખને માટે કાંઇ કરવા ઇચ્છતા હો તો આ રીતે પ્રયાસ કરો અને જુઓ કે તમને પરમ સુખનો અનુભવ થાય છે કે નહિ ? અવશ્ય એ રીતે પરમ આનંદની પ્રાપ્તિ થશે.

જેમણે ઉપર બતાવેલ જ્ઞાનનાં બન્ને અંગોનો અર્થાત્ સંપૂર્ણ જ્ઞાનનો સાક્ષાત્કાર કરેલ છે તે જ જ્ઞાની છે અને તે જ સંત-મહાત્મા છે.



પ્રત્યેક આત્મા અવ્યક્ત બ્રહ્મ છે. બાહ્ય અને અન્તઃપ્રકૃતિને વશ કરીને આત્માના એ બ્રહ્મપણાને પ્રકટ કરવું એ જ જીવનનું પરમ લક્ષ્ય અને સર્વોપરી ધર્મ છે. કર્મ, ઉપાસના, જ્ઞાન અને યોગ, એમાંના એક અથવા વિશેષ ઉપાય વડે એ બ્રહ્મત્વ પ્રકટ કરી મુક્ત અને કૃતકૃત્ય બની શકાય છે. ધર્મનું સર્વ રહસ્ય આમાં જ છે. સંપ્રદાય, કર્મકાંડ, શાસ્ત્ર, મંદિર અથવા કોઇપણ બાહ્ય પદાર્થ કે પ્રવૃત્તિ, એ તો શુદ્ધ ધર્મનાં કેવળ બાહ્ય-ગૌણ અંગ જ છે.



## માયા એ શી વસ્તુ છે?

શાસ્ત્રોમાં માયાની અનેક પ્રકારની વ્યાખ્યાઓ મળે છે, જેમાં નીચેની મુખ્ય છે :

(૧) જે વસ્તુ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળમાં ખરેખર છે જ નહિ, છતાં એ 'છે' એવું માનવું એનું નામ માયા.

(૨) જીવના આત્મસ્વરૂપને જે પોતાના આવરણથી આચ્છાદિત કરે છે તે માયા છે.

(૩) જે વસ્તુ યથાર્થ જ્ઞાન થયા બાદ સમૂળ નિવૃત્ત થઈ જાય છે અને જેનું અસ્તિત્વ જણાતું નથી તેનું નામ માયા છે.

(૪) કાર્ય-કારણ (જગત એ કાર્ય છે અને પરમાત્મા એનું કારણ છે)ના ભેદનું કારણ અર્થાત્ કાર્ય-કારણના ભેદને ઉત્પન્ન કરનારી જે વસ્તુ છે તે માયા કહેવાય છે.

(૫) 'માયા' એ વાસ્તવમાં કાંઈ જ નથી, પરંતુ વેદમાં આત્માને જગતનું કારણ તથા સર્વ જગતરૂપ કહેલ છે, એથી જગતનું કારણ સિદ્ધ કરવા માટે એટલે કે જગતની ઉત્પત્તિમાં પરમાત્મા આદિ કોઈ પણ કારણભૂત છે-એવો નિશ્ચય કરવા માટે-માયાની માત્ર કલ્પના કરવામાં આવી છે.

(૬) આપણા અધિષ્ઠાનમાં જે આત્મા છે, એના સાક્ષાત્કારદ્વારા જ્યારે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે સર્વત્ર પરબ્રહ્મ જ દેખાય છે. એ જે અજ્ઞાન છે એનું બીજું નામ છે માયા.

(૭) પરાત્પર ભગવાનની એ આદિશક્તિ મહામાયાનું નામ માયા છે, જે ભગવાનની સત્તા મેળવીને સમસ્ત જગત્-વિલાસની રચના કરે છે.

## આધ્યાત્મિક ઉન્નતિ એટલે શું ?

વિધાતાની વિવિધ રચનાનું અવલોકન કર્યાથી આપણને જીવોની વિભિન્ન શ્રેણીઓ દૃષ્ટિગોચર થાય છે પ્રથમ તો જડ જગત-જેમાં ચેતનાનો એટલો અભાવ પ્રતીત થાય છે કે ઘણા લોકો એને જીવ-સંજ્ઞા પણ આપી શકતા નથી સાધારણ દૃષ્ટિએ જોતા એમનામાં જ્ઞાન, ભાવ તથા ક્રિયા-ત્રણેયનો અભાવ છે બીજી, વનસ્પતિઓઃ આમા ચેતનાના કેટલાક ચિહ્નો દેખાય છે ખરા. એની ઉત્પત્તિ, વૃદ્ધિ અને હ્રાસ આપણે માટે પ્રત્યક્ષ છે. ખીલવું અને કરમાઇ જવું, સૂવું અને જાગવું, સ્ત્રી-પુરુષ-ભેદ તેમ જ સુખ તથા દુઃખની પ્રતીતિ-આ વાતોના પ્રમાણ પણ અનેક મળી શકે છે. ત્રીજી-પશુઓ : એમનામાં વનસ્પતિથી ઘણાં વધારે ચેતનતાના ચિહ્નો દેખાય છે. શત્રુ-મિત્રના ભેદ, ઘર-ઘાટના રસ્તાનું જ્ઞાન, ક્રોધ અને પ્રેમની લાગણી તથા વાત્સલ્યાદિ ભાવ એનામા વિદ્યમાન હોય છે. પશુ ક્રુદ્ધ તેમ જ પ્રસન્ન થઈ શકે છે એટલું જ નહિ સંયોગ-વિયોગ એમના સંબંધમા બહુ જ પ્રભાવજનક બને છે. ક્રિયામા પશુ વનસ્પતિ-જગતથી ખૂબ આગળ વધેલ છે, એ વાતને માટે તો પ્રમાણની અપેક્ષા જ નથી. ચોથી- મનુષ્યો : જ્ઞાન, ભાવ તથા ક્રિયામા મનુષ્ય પશુથી ખૂબ જ આગળ નીકળી ગયેલ છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે. આ ચાર શ્રેણીઓ ઉપર પણ જીવોની કેટલીક સૂક્ષ્મ શ્રેણીઓ છે, પરંતુ એ સર્વનો વિચાર આપણે અહીં નહીં કરીએ. આપણે તો આપણા

વિચા-ને એના આધાર આપવાના છે કે જેના વિષે કોઇને પણ સદેહ ન હોય

ચૈતન્ય અથવા ચેતના આપણને ત્રણ પ્રકારે અભિવ્યક્ત થતી દેખાય છે—જ્ઞાનશક્તિ ( cognition ), ભાવશક્તિ ( feeling ) અને સકલ્પશક્તિ અગર ક્રિયાશક્તિ ( willing or conation ). આ ત્રણ શક્તિના અસ્તિત્વ–ઉપસ્થિતિથી જ આપણે ચૈતન્યના અસ્તિત્વને જાણી શકીએ છીએ, એ સિવાય બીજો કોઈ ઉપાય આપણે માટે છે પણ નહિ આ ત્રણ લક્ષણોની અધિક માત્રા જેનામા આપણે જોઇએ છીએ એને અધિક ચેતન કહીએ છીએ અને જેનામા ઓછી માત્રા જોઇએ છીએ તેને ઓછુ ચેતન અથવા અપેક્ષાકૃત જડ કહીએ છીએ આ કસોટી વડે આપણે જોઈ શકીએ છીએ કે જડ પદાર્થ, વનસ્પતિલોક, પશુજગત્ અને મનુષ્યવર્ગ ક્રમશ: અધિકાધિક ચેતન છે—ચેતનની અભિવ્યક્તિમા મનુષ્ય આ ચારમા શ્રેષ્ઠ છે.

ઉપરના વર્ણનથી એટલુ સ્પષ્ટ થયુ કે આ ચાર શ્રેણીઓમા આપણે ચેતનાની વધતી જતી અભિવ્યક્તિ જોઇ શકીએ છીએ. એ ચેતના જેણે સકલ્પ કર્યો હતો—'एकोऽहम्, बहु स्याम्, प्रजायेम,' જે જડ આવરણને ગ્રહણ કરી લઇને પૂર્ણરૂપે છૂપાઈ ગઈ હતી, તે આ યાત્રામા ધીરે ધીરે અભિવ્યક્તિના માર્ગ પર અગ્રસર થતી દેખાય છે અને મનુષ્યમા એ ચેતના ઉચ્ચતમ સીમા પર આવી પહોચી છે

આ ચૈતન્યની અભિવ્યક્તિ અથવા વિકાસની સાથે સાથે આકૃતિનો વિકાસ થાય છે અને એ સ્વાભાવિક જ છે. અભિવ્યક્તિનુ સાધન છે–ઇન્દ્રિયો ( જ્ઞાનની અને કર્મની ), મન અને બુદ્ધિ માનુષિક ચૈતન્ય ( જ્ઞાન, ભાવ તથા ક્રિયા )ને વાનરની ઇન્દ્રિયો, મન અને બુદ્ધિથી પ્રકટ કરવુ અસભવિત છે. આ જ રીતે પાશવિક ચૈતન્યને વનસ્પતિ–

શરીરદ્વારા પ્રકટ કરી શકાતું નથી. આથી ઊલટું જો પાશવિક ચૈતન્ય-ને મનુષ્યશરીર વડે અભિવ્યક્ત કરવામાં આવે તો મારીય ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિનો ઉપયોગ ન રહે અગર તેનો દુરુપયોગ થયો ગણાય. આથી ભગવદ્-વિધાન પ્રમાણે જે જે ઇન્દ્રિયોની આવશ્યકતા ઉત્પન્ન થતી જાય છે તે તે બરાબર સમયસર પ્રકટ થતી જાય છે. સાથે સાથે શરીરનાં અવયવો તથા આકૃતિ વગેરે પણ બદલાતાં રહે છે.

જડવાદ ( materialism )નું પ્રતિપાદન કરનારા તથા આધુનિક વિજ્ઞાનવેત્તાઓ વિકાસવાદને માને છે. આકૃતિ તથા ઇન્દ્રિયોના વિકાસનાં કારણોને શોધી કાઢવા માટે તેમ જ વિકાસના નિયમોને નિર્ધારિત કરવા માટે એ સર્વ વિશેષ પ્રયાસ કરી રહ્યા છે. અને એ એમના અન્વેષણનું ક્ષેત્ર પણ છે. આધ્યાત્મિક દૃષ્ટિકોણ જુદો છે. આપણે જાણીએ છીએ કે બાહ્ય કારણોથી વિકાસ થઈ શકતો નથી, એના વડે તો માત્ર વિકાસનું માપ અગર પરિણામ જાણી શકાય છે. વિકાસનું વાસ્તવિક કારણ તો કાંઈ જુદું જ છે અને અહીંથી જડ-વાદીઓ-વિજ્ઞાનવેત્તાઓ જુદા ફંટાય છે અગર અટકીને બીજી દિશામાં વળે છે. અભિવ્યક્તિ ચેતનાનો ધર્મ છે, એનો સ્વભાવ છે, એ એની નૈસર્ગિક લીલા છે. ચૈતન્ય છૂપું નથી રહી શકતું. પ્રકૃતિના અચેતન પદાર્થોને તોડીફોડીને, ધનઘોર ઘટાઓને ચીરીને પ્રકટ થતા સૂર્યની જેમ ચેતન પણ અભિવ્યક્ત થાય છે. આ અભિવ્યક્તિ નિર્વિશેષ ચેતનમાં વિશેષતા લાવે છે. એ એક બહુરૂપ, બહુમુખી, બહુજ્ઞાન, ભાવક્રિયાસમ્પન્ન થઈને અનેક બની જાય છે. પૂર્ણતા, જે એના ગર્ભમાં છૂપાયેલી હતી તે અનેક રૂપોમાં પ્રકટ થાય છે. આ ચૈતન્યની પૂર્ણ અભિવ્યક્તિ એ જ લીલામય પરમાત્માની દિવ્ય લીલાનો ઉદ્દેશ પ્રતીત થાય છે. આ લીલાદ્વારા એ પોતાનામાં પૂર્ણ હોવા છતાં પણ અનેક રૂપોમાં પોતાને પૂર્ણ કરવા ચાહે છે આ ભાગવની શક્તિની,

મહામાયાની, મહાકુંડલિનીની ક્રિયા છે. એના પ્રતાપથી આ વિશ્વનું અણુયે અણુ સૂક્ષ્મ–સ્થૂલ, જડ–જંગમ પ્રાણિમાત્ર વિકાસની મહાનદીના વેગથી બળપૂર્વક પૂર્ણાભિવ્યક્તિના સાગર તરફ ખેંચાઇ રહેલ છે. વ્યષ્ટિ તથા સમષ્ટિ બંને આગળ વધી રહેલ છે.

આ રીતે વિકાસ તો થઇ રહેલ છે પણ એની ગતિ અતીવ મંદ છે. મનુષ્ય–યોનિ પ્રાપ્ત કરતાં ચોરાસી લાખ યોનિઓમાંથી આપણું ક્રમાવરોહણ તો ભગવાનની અન્તર્હિત પ્રેરણાદ્વારા સ્વયમેવ થઇ ગયું. એને માટે આપણે ન તો કાંઇ કરી શકતા હતા, નથી આપણે કાંઇ કર્યું. મનુષ્ય–યોનિમાં આપણને પ્રથમ વાર એ સામર્થ્ય પ્રાપ્ત થયું છે કે આપણે આ પૂર્ણત્વની પ્રાપ્તિમાં સહાયક બની શકીએ અને એને શીઘ્રાતિશીઘ્ર નજીક લાવવાનો યત્ન કરી શકીએ. એ પૂર્ણત્વ તો પ્રાપ્ત થવાનું જ છે. કોઇ માનુષી, આસુરી કે દૈવી શક્તિ એને સદાને માટે રોકી રાખવાને શક્તિમાન નથી; માત્ર એના આગમનને વિલંબિત કરી શકે છે. જે વ્યક્તિ યત્નશીલ હોય છે તે એ અવસ્થાને જલદી પ્રાપ્ત કરી શકે છે. આ સર્વ સાધનો એ પૂર્ણત્વની પ્રાપ્તિ અર્થે જ છે. આનું નામ જ આધ્યાત્મિક ઉન્નતિ. માનવ–જન્મનો ઉચ્ચાતિઉચ્ચ ઉદ્દેશ્ય પણ આ જ છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે—આ પૂર્ણત્વનું સ્વરૂપ કેવું છે?

આપણે જોયું કે જ્ઞાન, ભાવ તથા સંકલ્પશક્તિ જડ, વનસ્પતિ તથા પશુલોકમાંથી ક્રમશઃ વિકસિત થતી થતી મનુષ્યમાં વિકાસની અમુક સ્થિતિમાં આવી રહેલ છે. એ ચૈતન્યના વિકાસની છેલ્લી પરિસીમા નથી, એની એક ભૂમિકા માત્ર છે. આ આધાર પર આધ્યા-

ત્મિક વિકાસના વિશાળ ભવનનું નિર્માણ થાય છે. અહીંથી વિકાસ અતિમાનુષી અથવા દિવ્ય બની જાય છે.

આ દિવ્યીકરણનું પરિણામ શું આવે છે એ વાતનો વિચાર હવે આપણે કરીશું. જ્ઞાન–શક્તિનો આધાર જ્ઞાનેન્દ્રિયો તથા બુદ્ધિ છે. ( બુદ્ધિમાં આપણે સંસ્કાર–ગ્રાહી મનને પણ અહીં સમ્મિલિત કરી દઈએ છીએ. ) આધ્યાત્મિક વિકાસના ફળસ્વરૂપ ઇન્દ્રિયોનું ક્ષેત્ર સીમાતીત જેવું બની જાય છે. સાધારણ વ્યક્તિની ઇન્દ્રિયો કેવળ સ્થૂલ લોક અને સામે રહેલ પદાર્થોને જ પ્રતીત કરી શકે છે. વિકસિત થવાથી આપણને દિવ્ય ઇંદ્રિયો પ્રાપ્ત થાય છે. એની ગતિ સૂક્ષ્મ લોકમાં પણ અબાધિત રીતે થઈ શકે છે અને દેશ તથા કાળનું અંતર પછી એને નડતું નથી.

માનુષિક બુદ્ધિ અનુમાનદ્વારા નિર્ણય કરવાનો પ્રયત્ન કરે છે. ઇન્દ્રિયો દિવ્ય થઈ ગયા બાદ આપણી પ્રતીતિઓનું ક્ષેત્ર વિશાળ થઈ ગયેલ હોઈને એ સમયે કદાચ અનુમાનનો આશ્રય ક્યાંક લેવાની જરૂર પડે તો પણ, આપણું એ અનુમાન પ્રથમની સરખામણીમાં અધિક સત્ય હોવાનું. વાસ્તવમાં આધ્યાત્મિક ઉન્નતિની સાથે સામાન્ય પ્રકારની તર્કમયી બુદ્ધિ શાન્ત બની જાય છે અને એનું સ્થાન આધ્યાત્મિક સ્ફુરણા ( intuition ) લઈ લે છે, આપણને સીધું જ જ્ઞાન થવા લાગે છે. આપણે કોઈ વિષય સંબંધી જાણવા ઇચ્છીએ છીએ તો સત્ય સંકલ્પ ઉદિત થાય છે. વચ્ચેની બધી જ પ્રક્રિયા લુપ્ત થઈ જાય છે. આપણું જ્ઞાન અચૂક તથા નિશ્ચયાત્મક થવા લાગે છે; અને આ બુદ્ધિગત પરિવર્તન ધીરે ધીરે તેની અંતિમ સીમા સુધી પહોંચી જાય છે.

મન અથવા હૃદયને આપણે ભાવનાઓનું, સુખ–દુઃખ, રાગ–દ્વેષ

કામ–ક્રોધ, પ્રેમ–સેવા, વાત્સલ્ય, સહાનુભૂતિ આદિનું કેન્દ્ર માન્યું છે. આધ્યાત્મિક વિકાસથી એનો પણ કાયાકલ્પ થઇ જાય છે. મનોમય કોશના સંશોધનના ફલસ્વરૂપ તામસિક તથા રાજસિક સ્પન્દન એમાં ઉદ્ભાવિત થવાનો સંભવ રહેતો નથી અને એનું સ્થાન સાત્ત્વિક ભાવ લઈ લે છે. કામ–ક્રોધાદિ વૃત્તિઓ શાન્ત બની જાય છે. પ્રેમ, સેવા, નિઃસ્વાર્થભાવ આદિનું અકંટક અક્ષોભ્ય સામ્રાજ્ય આપણા હૃદયમાં બની રહે છે, જેને પરિણામે શત્રુ મિત્ર બનવા લાગે છે. વ્યક્તિ આકર્ષણનું કેન્દ્ર બની જાય છે.

પહેલાં મન સામાન્ય સુખ તથા દુઃખને પ્રતીત કરતું હતું અને સુખ તેમજ દુઃખ વડે પ્રભાવિત થઈ જતું હતું, પોતાની સ્વાભાવિક સ્થિતિ ખોઇ બેસતું હતું. આધ્યાત્મિક વિકાસના ફળરૂપે એમાં એક અલૌકિક સ્થિરતા આવી જાય છે. સમતા સહજ વસ્તુ બની જાયછે, એને જાળવી રાખવા માટે કોઈ પ્રયત્નની આવશ્યકતા પછી નથી રહેતી. સાધારણ વ્યક્તિના મનમાં સંકલ્પ–વિકલ્પ નિરંતર ઊઠયા કરતા હોય છે. આવી અસ્થિર તરંગમાલા પછી ચેતનાની ઉચ્ચ ભૂમિકામાં સ્થિર થયા બાદ સમાપ્ત થઇ જાય છે. આ સંતોની સહજ સમાધિ છે–' મન મૂક હુઆ ફિર કયોં બોલે ? '

અહીં સંકલ્પ ( ક્રિયાશક્તિ )નો થોડો વિચાર કરીએ. સાધારણ મનુષ્યના સંકલ્પો કોઇવાર સફળ થાય છે ને કોઇ વાર વળી નિષ્ફળ જાય છે. આધ્યાત્મિક ઉન્નતિથી સંકલ્પ હંમેશાં સફળ થવા લાગે છે. વ્યક્તિ સત્યસંકલ્પ બની જાય છે. એના સંકલ્પ પ્રકૃતિને માટે માર્ગદર્શક બને છે અથવા એમ કહી શકાય કે એ બન્ને વચ્ચે સામંજસ્ય સ્થાપિત થાય છે. એની કામનાઓ શાન્ત બની જાય છે. અને કદાચ કોઇ ઇચ્છા ઉદિત થાય છે તો તે પૂર્ણ થયા વિના રહેતી નથી.

સાધારણ અવસ્થાઓમા આધ્યાત્મિક ઉન્નતિનો શરીર પર પ્રભાવ પડવો આવશ્યક છે. આપણી જાગ્રત બનેલી આત્મસત્તા અર્થાત્ કુડલિની આપણા શરીરનુ શોધન કરી રહે છે। વિજાતીય દ્રવ્યનો ક્રમશઃ બહિષ્કાર થતો જાય છે, અને એ રીતે આપણી પ્રાણશક્તિ ( vitality ) ઘણી જ વધી જાય છે

આપણે ઉપર જોયુ કે આત્મિક વિકાસ એ જ વાસ્તવિક આધ્યાત્મિક ઉન્નતિ છે. એ એકાગી ઉન્નતિ નથી પરતુ સર્વાંગી છે. એ જ પૂર્ણ ધર્મ છે એ ઉન્નતિ ' *यतोऽभ्युदय नि श्रेयस सिद्धिः स धर्म* ' આ ધર્મના લક્ષણને સર્વત પૂર્ણ કરે છે આ ધર્મની પ્રાપ્તિની કસોટી સ્પષ્ટ છે આપણી બુદ્ધિની શક્તિ આગળ ને આગળ વધતી જાય અને ધીરે ધીરે આપણે આત્મસ્ફૂર્તિ ( intuition ) પ્રાપ્ત કરીએ. આપણુ મન નિત-પ્રતિદિન પહેલા કરતા બળવત્તર અને અધિક પ્રેમ-પૂર્ણ તરગોને પ્રવાહિત કરે, સહાનુભૂતિ, નિ સ્વાર્થતા તથા સેવાની કેવળ ભાવનાઓ જ જાગ્રત થાય એમ નહિ પરતુ એ ભાવનાઓ સફળ ક્રિયાનુ રૂપ પણ ગ્રહણ કરવા લાગે કામ-ક્રોધાદિ વિકારોનુ શમન થવા લાગે મનમા અધિક સમતા, પ્રસન્નતા તેમજ શાન્તિનો ઉદય થાય આપણો સકલ્પ પ્રબળ હોય, નીચ વૃત્તિઓ પર આપણે વિજય મેળવીએ અને દરેક કાર્યમા સફળતા પ્રાપ્ત કરીએ.

આ બધા વાસ્તવિક આધ્યાત્મિક ઉન્નતિના બહાર પ્રકટ થનારા લક્ષણો છે આથી આપણે આપણી આધ્યાત્મિક ઉન્નતિની તેમજ બીજાની ઉન્નતિની પરીક્ષા કરી શકીએ છીએ આ ઉપરાત જે આતરિક ચિહ્નો છે તેનુ વર્ણન કરવુ મુશ્કેલ છે એ રહસ્યની વાતો છે, અને કોઇ વિરલા જ એ સમજી શકે

સાધારણ રીતે લોકો આધ્યાત્મિક ઉન્નતિને જીવનથી જુદી પાડી

દે છે—જીવનથી પૃથક્ સમજે છે. તેઓ એવું માને છે કે એ પ્રાપ્ત કરવા માટે આ દુનિયાનો ત્યાગ આવશ્યક છે; પરંતુ મારી સમજમાં આધ્યાત્મિકતા એ સર્વથી નિરાળી વસ્તુ છે. જીવનને સૌન્દર્ય, સૌમ્યતા અને શક્તિથી પૂર્ણ કરવું, એને ઉચ્ચ, પવિત્ર તથા આનંદમય કરી દેવું, દિવ્ય કરી દેવું, સમાજ, દેશ, જાતિ અને માનવમાત્રમાં નિઃસ્વાર્થ સેવા તેમજ સહાનુભૂતિદ્વારા સુખનું સામ્રાજ્ય સ્થાપિત કરી દેવું એ એનું સ્વાભાવિક પરિણામ છે. આધ્યાત્મિકતા તો મધુમયી માતૃમૂર્તિ છે. પ્રેમ એનું હૃદય છે, આત્મિક સ્ફૂર્તિ એનું મસ્તિષ્ક છે. અબાધ્ય ક્રિયાશક્તિ એનો સંકલ્પ છે. સત્ય તથા સંયમ એના સુદૃઢ પગ છે. સેવા તથા આત્મત્યાગ એની ભુજાઓ છે. સમતાનું રુધિર એની શિરાઓ તથા ધમનીઓમાં સતત વહી રહ્યું હોય છે, લૌકિક લાભ અને પારલૌકિક મંગળ એની સહચરીઓ છે. આનંદની સહજ સુવાસ એમાંથી નિરંતર પ્રવાહિત થયા કરે છે; આવી માતાની મધુમયી ગોદમાં બેસવાનું કોણ નહિ ઇચ્છે?

આજ સમસ્ત સંસાર પાશવિકતાનો નગ્ન પરિચય આપી રહેલ છે, ચોતરફ ક્રૂરતા અને અશાન્તિનું સામ્રાજ્ય જામી પડયું છે, ચારે બાજુથી હાહાકારનો હૃદયવિદારક ધ્વનિ સંભળાઈ રહ્યો છે—આ સર્વનું મૂળ કારણ છે આધ્યાત્મિકતાનો અભાવ. આજ જો આપણે શાંતિ અને આનંદનું સામ્રાજ્ય સ્થાપિત કરવા ઇચ્છતા હોઈએ તો આપણે આધ્યાત્મિક સાધનનો આશ્રય લેવો જ જોઈએ.



અરિસામાં પ્રતિબિંબ દેખાય તે અરિસાનો
અન્યથારૂપે દેખાવ છે, તેમ બ્રહ્મમાં જગત દેખાય
તે બ્રહ્મનો જ વિવર્ત એટલે અન્યથારૂપે દેખાવ છે.



## દરરોજ આટલું વિચારજો

તા. ૧ લી—તમે જે કામમાં પ્રવૃત્ત થયા છો તે એટલું બધું મહત્ત્વપૂર્ણ છે કે એને માટે પરમાત્માનું સ્મરણ છોડી દઈ શકાય?

તા. ૨ જી—જે કામ તમે કરી રહ્યા છો તે ભગવાનને અર્થે જ છે ને? નહીં તો શું તમે એટલા અંધ બની ગયા છો કે તમે પોતે ક્યાં જઈ રહ્યા છો તેનું પણ તમને ભાન નથી?

તા. ૩ જી—તમને કદિ કાંઈ પ્રકાશ દેખાયો છે ખરો? કે પછી સર્વત્ર અંધકાર જ જુઓ છો? જે વસ્તુથી તમે મૂંઝાયા છો—ગુંચવાયા છો, તેનો એકવાર તટસ્થ બનીને વિચાર કરો. તટસ્થતાથી એકવાર તો એને તપાસો. એમ કરવાથી તમે એનાથી મુક્ત થશો.

તા. ૪ થી—સંસારના સારાય સંબંધો અને સંપૂર્ણ બંધનો તમારા પોતાના મનથી જ માની લીધેલાં છે. એને તમે ધારો ત્યારે તોડી શકો છો, પરંતુ એમ કરતી વેળા તમે જો ભગવાનની સાથે જોડાઈ જશો તો તમને એક અભૂતપૂર્વ આનંદનો અનુભવ થશે.

તા. ૫ મી—જો ચિત્તમાં નિરાશા હોય, મન ચંચળ રહ્યા કરતું હોય, તમે જે કાંઈ કરવા ઇચ્છતા હો તે કરી શકતા ન હો, તો તમારી બધીય શક્તિઓ એકત્ર કરીને પરમાત્માને પુકારો. અરે ભાઈ, એક વાર સાચા દિલથી ભગવાનનું સ્મરણ તો કરો, તમને તત્ક્ષણ

સહાય મળશે, તમારા મન-પ્રાણમા એક નવીન ચેતનાનો પ્રવાહ વહેવા લાગશે અને તમે અદ્‌ભુત ઉત્સાહ તથા સ્ફૂર્તિ પ્રાપ્ત કરશો.

તા. ૬ ઠ્ઠી—તમને એ ખબર નથી કે જે પ્રતિકૂળતાઓ અને નિષ્ફળતાઓથી તમે ગભરાઇ જાઓ છો તે સર્વ તમારી ગુપ્ત અને સુપ્ત શક્તિઓને જાગ્રત કરવાને માટે આવેલી હોય છે. એ પ્રતિકૂળતાઓ તેમજ નિષ્ફળતાઓ તમારા આત્મવિકાસ માટે ઉપયુક્ત અવસર ઉપસ્થિત કરે છે. તમે એનાથી હારો નહિ, ગભરાઓ નહિ. તમારામા પ્રાણ છે ત્યા સુધી એની છત ન માનો. અંતમા વિજય તમારો જ છે, કેમકે પરમાત્માની સંપૂર્ણ શક્તિ તમારા આવાહનની વાટ જોઇ રહી છે.

તા. ૭ મી—શરીર, ઇન્દ્રિય, પ્રાણ અથવા મન તમારા પર પ્રભાવ જમાવી શકે નહીં એ તો તમારાં સેવક છે, તમારા ઉપકરણ છે. તમે ઇચ્છો એ રીતે એનો ઉપયોગ-પ્રયોગ કરી શકો છો. તો પછી એને સર્વશ્રેષ્ઠ કાર્યોમા કા નથી લગાડતા ? તમે માત્ર પરમાત્માને અર્થે કર્મ કરવાની આજ્ઞા એને દેતા રહો, એ અવશ્ય એનું પાલન કરશે.

તા. ૮ મી—તમારી ઇચ્છા અનુસાર જો તમારા સાધનો કામ ન આપતાં હોય તો તે તમારી પોતાની જ અસાવધાનીનું પરિણામ છે. બરાબર સાવચેત રહો, એની એક-એક હરકત પર નજર રાખો અને એની પ્રત્યેક ક્રિયાને પરમાત્માની સાથે જોડી દો.

તા. ૯ મી—તમે સંસારની સાથે જ્યાં ત્યા ખૂબ સંબંધ બાંધી રાખેલ છે, પણ ભગવાનની સાથેય તમારો કાંઈ સંબંધ છે ખરો ? એની સાથે સંબંધ હોવા છતા તમે એ ન જાણતા હો તો બરાબર જાણી લો, તમે જોઇ શકશે કે એ તમારી તદ્દન નિકટમાં

**તા. ૧૫ મી**—નિશ્ચય કરોઃ મારા જીવનમાં વિશ્રામને માટે એક ક્ષણ પણ નથી, જ્યાં સુધી જીવન અને ક્ષણોની સ્મૃતિનો લોપ થઇને સહજ ભાવથી ભગવાનની સ્મૃતિ થવા નથી લાગતી.

**તા. ૧૬ મી**—તમે પોતાના લક્ષ્યની પ્રાપ્તિને માટે કાંઈ ત્યાગ કરી શકો છો ખરા ? જરા વિચારી તો જુઓ, તમે શાનો ત્યાગ કરી શકો છો ? એને માટે હિમાલયમાં જવાની આવશ્યકતા નથી. હા, તમારા મનને આ સ્થૂળતાઓથી ઊંચે લેવું પડશે ખરું.

**તા. ૧૭ મી**—અન્તરંગની શીતળતા, જે ભગવાનના આશ્રયથી પ્રાપ્ત થાય છે તે સર્વદા તમારી સાથે જ રહેવી જોઈએ. ગમે તે અને ગમે તેવો બનાવ બની જાય, પણ તમે શીતળ રહેજો. તમારામાં વિકૃતિ કે ક્ષોભ ન જન્મવાં જોઇએ. આવી સમતા તમારા જીવનમાં ઊતરી રહી છે એમ તમને લાગે છે ?

**તા. ૧૮ મી**—સમાધિ અથવા યોગ એકાંતમાં બેસવાથી જ નથી થતાં. એની પૂર્ણતાની પરીક્ષા તો વ્યવહારમાં થાય છે. 'યોગસ્થ' બનીને કર્મ કરો. માત્ર આ રીતે જ તમારી આધ્યાત્મિક ઉન્નતિ થઈ શકે છે તે યાદ રાખજો.

**તા. ૧૯ મી**—ચારે બાજુ અનેક જાતનાં પ્રલોભનો છે અને એની વચ્ચે આ નાનકડું જીવન ! એકેએકને જોવા-તપાસવા લાગશો તો તો લાખો જન્મો પણ તમારે માટે ઓછા પડશે. તમે માત્ર એકને જ જોજો, જે તમારા હૃદયમાં બેસીને તમને કાંઇ જોવા-સાંભળવાની, હલન-ચલનની શક્તિ આપી રહેલ છે. એ ઉદ્‌ગમને પ્રાપ્ત કરતાં જ તમે પરમાનંદની જન્મભૂમિ બની જશો.

**તા. ૨૦ મી**—પરમાત્મા સિવાય બીજી વસ્તુનો વિશ્વાસ તમને અનેક મૂંઝવણોમાં મૂકશે અને ઊંચા કરી કરીને નીચે પછાડશે-એ

પરમ સત્ય છે. સંભવ છે કે આ સત્યની પિછાન–આ વાતનો બોધ–તમને અનેક ઠોકર ખાધા પછી પણ થાય : પરંતુ જો અત્યારથી જ ભગવાન પર વિશ્વાસ કરી લેશો તો એ ઠોકર ખાવાનો અવસર નહિ આવે.

તા. ૨૧ મી—કર્મનું ચક્ર તો અનિવાર્ય છે. ઇચ્છા કરનારા એમાં સપડાય છે અને આગળ ને આગળ પછડાતા જાય છે; પણ જો સમતા અને અનાસક્તિનો આશ્રય લઈને તમે ઝુલામાં બેસશો તો જોઇ શકશો કે ઝુલાવનાર પણ તમારી સાથે છે અને તમો એ ઝૂલન–લીલાના આનંદમાં મસ્ત છો !

તા. ૨૨ મી—જો તમે તમારી પોતાની ઇચ્છાથી નહિ, પણ ભગવાનની ઇચ્છાથી જ આગળ ચાલી રહ્યા હશો તો મેંકડો જન્મ–મૃત્યુઓમાં જવું એ પણ તમારે માટે સૌભાગ્ય અને પરમાનંદ હશે.

તા. ૨૩ મી—આજસુધીના મહાપુરુષો જે માર્ગ પર ચાલતા આવ્યા છે એ માર્ગ પર ચાલવું એ તમારે માટે ઉત્તમ છે. તમે જ્યાં સુધી એ રસ્તા પર ચાલવાનો પ્રારંભ નથી કરતા ત્યાં સુધી અવશ્ય તમને કઠિન લાગશે પરંતુ જેવી ચાલવાની શરૂઆત કરી દીધી કે તમે જોઇ શકશો કે એ માર્ગ કેટલો સરલ, સુગમ ને સુખમય છે !

તા. ૨૪ મી—બસ, આજે તો એક જ વાત જાણી લો અને હૃદયમાં ઉતારી લો : પરમાત્મા મારો છે અને હું પરમાત્માનો છું !

તા. ૨૫ મી—એટલું સ્મરણમાં રાખો કે જગતના રૂપમાં પણ પરમાત્મા જ પ્રકટ છે. જ્યારે બધું પરમાત્મા જ છે, ત્યારે પછી રાગ–દ્વેષ કોની સાથે ? તમારું જીવન તો પરમાત્માથી પરિપૂર્ણ છે.'

તા. ૨૬ મી—તમારા સંકલ્પ પરમાત્મા અને પરમાત્માનું જે કોઇ છે તેને અર્થે જ હો, અને તમે ભગવાનની સત્તાથી યુક્ત રહો—બસ, પછી તમારું જીવન એ સાચું ભાગવત જીવન જ છે.

તા. ૨૭ મી—જે પોતે પોતાની મેળે જ—સ્વયં–બની રહેલ છે તેની ચિન્તા તમે કાં કરવા લાગો ? જે નથી બની શકવાનું તેની ચિંતા પણ વ્યર્થ છે. તમે નિશ્ચિન્ત રહો અને તમારા નિશ્ચિન્ત ચિત્તમાં ભગવાનને આવવા દો. નિશ્ચય કરો–હું નિશ્ચિન્ત છું. અનુભવ કરો–પરમાત્મા મારા હૃદયમાં પ્રકટ થઇ રહ્યા છે.

તા. ૨૮ મી—તમારા કરવાથી કંઇક થઇ જવાનું છે અને તમે કંઇક બનાવી શકો છો એ તમારો અહંકાર મિથ્યા છે. જે તમારા-દ્વારા કરાવવામાં આવે છે તે કરતા જાઓ. જે સમયે અલગ થઇ જવાની–એક બાજુ હટી જવાની–સૂચના મળે તે સમયે વિનાવિલંબે દૂર ખસી જાઓ. કર્મની પૂર્ણતા અને એનું ફળ એ તમારા અધિકારની બહારની વસ્તુ છે. તમે તમારા જીવનને એ મહાન્ શક્તિનું માત્ર યંત્ર જ માનો.

તા. ૨૯ મી—તમારું જીવન સમર્પિત છે, તમે ભગવાનના પોતાના છો, એનું જ સ્વરૂપ છો. અનુભવ કરો–મારું સૌભાગ્ય અખંડ છે, હું પરમાત્માની કૃપાથી પૂર્ણ છું. હું એકરસ અનંત આનંદ-સ્વરૂપ પરમાત્મામાં સ્થિત છું.

તા. ૩૦ મી—એક ક્ષણ દેવતા અને બીજી ક્ષણે દૈત્ય ! ભલા, આ તે કાંઇ જીવન છે ? જીવન તો એકરસ હોવું જોઇએ. વિશ્વાસપૂર્ણ ભાવના કરો–મારું આ સમર્પિત જીવન દિવ્ય જીવન છે, આસુર ભાવ મને સ્પર્શ ન કરી શકે. હવે મેં દુષ્કર્મ અને દુર્ભાવનાઓથી સદાને માટે મુક્તિ મેળવી છે.

તા. ૩૧ મી—અન્તર્દૃષ્ટિથી અનુભવ કરો–પરમ સત્ય, પરમ જ્ઞાન અને પરમાનંદ એ મારી પોતાની જ સમ્પત્તિ છે. એની એકરસ અનુભૂતિ એ જ મારું સ્વરૂપ છે, હું મારા સ્વરૂપમાં સ્થિત છું.

## સુવર્ણ-રજ

જગતના અંતરના મહાન વિભૂતિવાળા મહાત્માઓને મારા નમસ્કાર છે, પણ મારું અન્ન જેમ તેઓ પચાવી આપી શકનાર નથી, તેવી જ રીતે ઇશ્વરની સાથે મારો અભેદનો અનુભવ મારા પુરુષાર્થ વિના તેઓ કરાવી શકશે નહિ એ અદ્વૈતાનુભવ તો મારે જાતે જ સાધ્ય કરવો જોઇએ

—સ્વામી રામતીર્થ

## મનને ઉપદેશ

હે મન ! ભક્તિ-માર્ગનું સેવન કર, એથી તને સહજ ઇશ્વર-પ્રાપ્તિ થશે. સાધુપુરુષો જે વાતોનો નિષેધ કરે છે તે સર્વ વાતો છોડીને, તેઓ જેનું સમર્થન કરે છે એને ગ્રહણ કર.

પ્રભાતસમયે શ્રી ભગવાનનુ ચિન્તન કર, એટલું જ નહિ પણ આખો દિવસ પ્રત્યેક કામ કરતાં ભગવાનનું નામ લે. અનાચારનું મહત્ત્વ નિષેધ છે, એનો કદિ ત્યાગ કરીશ નહિ. જગતમાં સદાચારી મનુષ્યનું જીવન ધન્ય ગણાય છે.

દુષ્કર્મમાં પ્રવૃત્ત કરનારી વાસના તથા પાપબુદ્ધિને તારી પાસે પણ આવવા દઈશ નહિ. સર્વદા નીતિમાર્ગ પર ચાલજે.

હે મન ! પાપી સંકલ્પોને છોડી દે અને સત્ય સંકલ્પોનું ગ્રહણ કરી લે. વિષય-સુખની તો કલ્પના જ મૂકી દે કારણ કે એ સુખનો માર્ગ નથી, સુખનું સાધન નથી. એ માર્ગે તને દુઃખ અને કલેશ સિવાય બીજું કાંઈ નહિ મળે.

ખિન્નતાને ઉત્પન્ન કરનાર ક્રોધ તેમ જ અનેક વિકારોને પેદા કરનારી કામનાનો ત્યાગ કર. મત્સર, દંભ અને લોભનો સ્વીકાર કદિ પણ ન કરીશ.

હે મન ! શ્રેષ્ઠ ધૈર્યને ધારણ કરનાર જન પ્રસંગવશાત્ સાંભળેલા

પડતા અપમાનકારક વચનોને સહન કરી લે સ્વયં નમ્રતાથી બોલ અને સર્વ લોકોને સંતોષ આપ.

હે સત્ મન ! એવા કાર્યો કર જેથી આ દેહ છૂટી ગયા પછી તારી કીર્તિ ફેલાય. ચંદનની પેઠે ઘસાઈ-ઘસાઈને ક્ષીણ બનતા છતા પણ તારી સુગંધ પ્રસરાવ. અન્તઃકરણથી સજ્જનોને સંતુષ્ટ કર

પ્યારા મન ! પર-દ્રવ્ય-હરણ કરવાની ઇચ્છા છોડી દે. અતિ સ્વાર્થપરતાથી પાપસંચય થાય છે, બૂરાં કર્મ પાપ-સંચય કરાવે છે અને એના દુષ્પરિણામ ભોગવવા જ પડે છે. પોતાની ધારેલી વસ્તુ ન મળે, ઇચ્છેલી વાત ન બને તો બહુ દુઃખ થાય છે.

શ્રી પરમાત્મામા અખંડ પ્રેમ રાખ અને દુઃખને છોડી દે શારીરિક કષ્ટમાં—જે પ્રારબ્ધ-કર્માનુસાર હોય છે—સુખ માન અને વિવેકથી સદા સત્સ્વરૂપમા લીન બની જા

હે મન ! તું વિચાર કરીને જોઈ લે, આ જગતમાં કોઈ સર્વ પ્રકારે સુખી છે ? તે જેવો પૂર્વ-સંચય કર્યો હશે એવું જ ફળ આજ તારે ભોગવવુ પડશે

. વ્હાલા મન ! અન્તઃકરણમાં દુઃખ ન લગાડ. શોક અને ચિન્તાનો સદંતર ત્યાગ કરી દે. વિવેકપૂર્વક દેહ-બુદ્ધિ છોડ અને વિદેહાવસ્થાના મુક્તિ-સુખનો અનુભવ કર.

હે મન ! બતાવ, રાવણને એવું શું થયું કે જેથી અકસ્માત્ એનું મહારાજ્ય નાશ પામ્યું ! દુર્ભાગના જ ! તો પછી અંદરથી બુરી વાસનાઓને બહાર કાઢી નાખ. કાળ માનવીની પછવાડે પડેલો જ છે.

, કર્મ-ગતિથી જગતમા જન્મ થયો છે, પણ આખરે તો કાળના

મુખમાં જ પ્રવેશ કરવાનો છે. અસંખ્ય મનુષ્યોએ જન્મ લીધો છે અને મૃત્યુ પામ્યા છે. નાનાં-મોટા સર્વેએ આ માર્ગનું જ અનુસરણ કર્યું છે.

હે મન ! જો, આ ખરેખર મૃત્યુભૂમિ છે. જીવનકાળમાં સર્વ કોઈ 'હું...હું...મારૂં...મારૂં...' કહે છે, અને પોતાની જાતને અમર માને છે પરંતુ અકસ્માત્ એક પળ એવી આવે છે જ્યારે એ સર્વ અહંકારીઓને અહીંથી ચાલતા થવું પડે છે.

એક મરે છે, બીજો વળી એનો શોક કરે છે, છેવટ એ પોતે પણ એ જ રસ્તે જાય છે. લોભનો આ જગતમાં અંત નથી. એથી પ્રલુબ્ધ બનીને જ મનુષ્ય જગતમાં ફરીથી જન્મ લે છે.'

માનવી વ્યર્થ ચિંતા કરે છે, કારણ કે થવાનું છે તે તો થાય જ છે. કર્માનુસાર બધું ભોગવવું પડે છે, પણ મૂઢ લોકો વિયોગથી ખેદ પામે છે.

હે મન ! સત્યનો ત્યાગ અને અસત્યનું સમર્થન કદિ ન કરીશ. જે સત્ય છે તેનો જ આશ્રય કર. અસત્યને છોડી દે. વાસનાથી ઉત્પન્ન થનાર જન્મ-મરણની પુનરાવૃત્તિથી મને નિવૃત્ત કર. કામિની અને કાંચનની અભિલાષ છોડી દે. પરમાત્માનું મિલન થવા દે.

સુખમાં બધું સારૂં લાગે છે, પણ ભૂલીશ નહિ કે એની પાછળ જ દુઃખ છે. આ જગત નશ્વર છે, અહીં કોઈ ચીજ અમર રહેનાર નથી. આ નાશવંત દેહની રક્ષાને માટે કેટલા ને કેવા પ્રયત્ન કરવામાં આવે છે ! છતાં કાળ દેહનો કોળિયો કરી જાય છે !

હે મન ! સંસાર-ભયથી આટલો ડર શા માટે ? ડર છોડી દે અને ધીરજ ધારણ કર. પરમેશ્વર સદા-સર્વદા આપણી સાથે જ છે.

એ સુખસ્વરૂપ અને મુક્તિદાતા છે, પરમાત્મામા ચિત્ત સ્થિર કર, અને સર્વ ભય, દુઃખ, પાપ, કલેશનો નાશ થશે. વેદ, શાસ્ત્ર અને પુરાણ જેનું વર્ણન કરતાં થાકી ગયેલ છે, જેના મિલનથી પરમ સંતોષની પ્રાપ્તિ થાય છે, તેને તારી સર્વ ઇચ્છાઓ અર્પણ કરીને અખંડરૂપે એનામાં જ લીન થઈ જા.

વ્યર્થ ભટકવાથી કાંઈ પણ પ્રાપ્ત નહિ થાય. નકામી અથડામણ છોડ. વિચારપૂર્વક અન્તઃકરણને સમજાવીને પરમાત્મામાં લગાવી દે.

હે મન! હું તને એક હિતની વાત કહું છું, એ બરાબર ધ્યાનમાં રાખ. જે સંગતિથી સંતોષ મળતો નથી, અહંકાર પીછો છોડતો નથી અને સત્યનો વિયોગ થાય છે એનું મૂલ્ય શું છે? પરમાત્માના ધ્યાન વિનાની જે એક ક્ષણ પણ જાય છે તે તને ભારે નુકસાન પહોંચાડે છે. સચ્ચિદાનંદ સિવાયનો બધો શ્રમ વૃથા છે. સર્વ વિચારવાન પુરુષો અહીં સમ્મત છે. જેનો સારોય સમય શ્રુતિવાક્યોના ચિંતનમાં વ્યતીત થાય છે, દાંભિક વાદ-વિવાદથી જે અલિપ્ત રહે છે, જે વિવેકી અને સત્ય-પ્રાપ્ત છે, જે યુવાનીમાં પણ અરણ્ય-સેવન કરે છે, વિષયોની વ્યર્થ કલ્પનાઓમાં ફસાતા નથી, પોતાના નિશ્ચયથી કદિ ડગતા નથી, જેના મનમાથી દુષ્ટ આશાનો નાશ થયો છે, જેને ભગવત્-પ્રેમની પ્યાસ લાગી છે એવા મનુષ્યને ધન્ય છે. એનું જીવન એ જ જગતમાં સાચું જીવન છે. બાકી તો અનેક કાગડા-કૂતરા, કીટ-જંતુ ક્યાં નથી જીવતા?

માટે હે મન! નિષ્કામ કર્મ, ભક્તિ, ઉપાસના, નિત્યનિયમ દ્વારા જીવન ધન્ય બનાવ. ઉદાસીનતા એ જ સર્વનો સાર છે. એથી વૃત્તિ સર્વદા સંસારથી અલિપ્ત રહે છે.

પૂર્વજન્મકર્માનુરૂપ ઉત્પન્ન થયેલ વિષય-વાસના મનુષ્યને પદાર્થો-

માં લિપ્ત કરે છે, એને છોડી દે. નિષ્કામવૃત્તિથી સદા પ્રભુનું ચિન્તન કર. મનમાં લેશમાત્ર પણ કલ્પના કે કામના રહેવા દઈશ નહિ.

નિદિધ્યાસ છૂટવાથી જ અન્તઃકરણમાં શોક અને સંતાપ આવી ઘૂસી જાય છે. ભેદબુદ્ધિથી આનંદનો નાશ થાય છે અને ખિન્નતાથી નિશ્ચય ટળી જાય છે.

પરમાત્માને છોડીને, બીજી ક્ષણજીવી વસ્તુઓ અને ક્ષુદ્ર વાતો પર વિવાદ કરીને, એનો વ્યર્થ અભ્યાસ કરીને તારો કિંમતી સમય બગાડ નહિ. તારા ઘરમાં જ કામધેનુ છે છતાં પારકા ઘેર છાશ માગવા માટે કાં આથડ્યા કર? તારા હાથમાંના ચિંતામણિના બદલામાં કાચના ટુકડાની કાં ખરીદી કર? ઊઠ, જાગ, ઓ ભ્રમિત મન! સત્યની ખોજ કર. તારી આસપાસ નાશવંત વસ્તુઓના ઢગલા ખડકીને એમાં રાચ નહિ. તારું અન્તિમ લક્ષ્ય શું છે તે સમજ.*

* શ્રી સમર્થ રામદાસ સ્વામીજીના 'મનાચે શ્લોક' પરથી.



રજ્જુમાં ભ્રાંતિથી કલ્પેલો સર્પ વિદ્યમાન ન હોવાથી વિવેકથી નિવૃત્ત થાય છે તેવી જ રીતે બ્રહ્મમાં કલ્પેલ જગત વિદ્યમાન ન હોવાથી વિવેકથી નિવૃત્ત થાય છે.

માયા, માયાવીએ કલ્પેલ હોવાથી વિદ્યમાન નથી. આંખે બાંધેલ પાટો છોડી નાખતાં જે હોય તે દેખાય છે તેમ બ્રહ્મદૃષ્ટિદ્વારા માયા અદૃશ્ય થાય છે.



## અમૃત-કણ

અરે, જગદરણ્યના ભૂલા પડેલા પથિક ! તું અહીં આવ. તને સાચો માર્ગ બતાવું. જે અનેક પગદંડીઓ પર તું આમતેમ માર્ગભૂલ્યો થઇને ભટકયા કરે છે તે જ કેડીઓ પર ચાલીને આજ-સુધીમાં અનેક મુસાફરો મરી ખૂટ્યા છે, અસંખ્ય પથિકોએ એ રસ્તે પોતાની અનલ્પ જિંદગી ખોઇ નાખી છે, છતાં એ પરમ શાન્તિના સ્થાન પર પહોંચી શકયા નથી. આવ, વ્હાલા મુસાફર ! જરા મારી વાત તો સાંભળ. આમ અંધ-ભ્રમિત બનીને આ ઘોર વનમાં કયાં સુધી આથડ્યા કરીશ ?

ॐ

આ કેવી વિચિત્ર ઘટના છે કે અમે ગાડીમાં બેસીને એ શાન્તિ-ની હવેલી પર ચડવા ઇચ્છીએ છીએ, અને એ અહીં-તહીં ચક્કર લગાવીને પાછી જયાંની ત્યાં જ આવીને ઊભી રહે છે. લક્ષ્યસ્થાન એટલું જ દૂર-સુદૂર ભાસે છે !

ॐ

તમે ઊંડા કૂવામાંથી બહાર આવવાનો પ્રયત્ન કરો બિરાદર ! તમને બહાર લાવનારને જોર-શોરથી પુકારો-બોલાવો. કૂવાની અંદર ઊંડા ને ઊંડા ઊતરતા જાઓ નહિ. આમ કરવાથી તો તમે કદાપિ બહાર નહિ નીકળી શકો.

ॐ

અસંખ્ય યુગો આવ્યા અને ગયા, પણ આ સંસારનો ખેલ-વિચિત્ર તમાશો--એમને એમ ચાલી રહેલ છે. નથી આવ્યો એનો અંત કે નથી સમજાયો એનો ભેદ. આપણે આ માટીનાં ઘોલકાં બનાવવામાં અને પાડી નાખવામાં, ફરી ઊભાં કરવામાં અને તોડી પાડવામાં જ આપણી જિંદગી ગુમાવીશું? કેંક આમ કરીને મરી ગયાં છે, કેંક મરવા પડ્યા છે, આપણે પણ શું એ સિવાય બીજું કાંઈ નહિ કરી શકીએ?

ॐ

હું તમને મારો ગર્વ સાચો ખેલ બનાવવા માગું છું, પણ કોઈ રીતે એ બનાવી શકતો નથી; કેમ કે એ અનન્ય ભાવ હિંદની અંદર જ ભરેલ છે, જ્યારે હું સદેહ બનીને એ બનાવવા ઇચ્છું છું ત્યારે એ ભાવ રહેતો નથી.

ॐ

અરે, જુઓ તો ખરાં, નારમાં ડૂબી જવાનો નદીને ભય લાગે છે! કેટલી આશ્ચર્યની વાત છે! પણ આ સંસાર એ નવાઈ ઉપજાવે એવી જ ઘટના છે. દુનિયા એ જ જ્યાં આશ્ચર્ય છે ત્યાં કઈ વાતને વિસ્મયકારક માનવી અને કઈ વાતને ન માનવી?

ॐ

મને અત્યંત દુઃખ તો થાય છે એ જોઈને કે આનંદનો સમુદ્ર મોહ-માયાના રેતી-કાંકરાને દેખીને પોતે સુકાઈ જવાના ભયથી વ્યાકુળ થઈ રહેલ છે, જેની એક જ લહર એ રેતી-કાંકરાને નષ્ટભ્રષ્ટ કરીને પોતાનામાં સમાવી લઈ શકે તેમ છે!

ॐ

અરે, આરામ ચાહનારાઓ! સાચા આરામની શોધ કરો. જુઓ, આ દુઃખની વસ્તુઓમાં--સાંસારિક બનાવો અને પાર્થિવ

પદાર્થોમાં આરામ કેવો ? એની શોધમાં સાચે રસ્તે જાઓ. ભ્રમમાં પડીને, મુંઝાઈ જઈને દુઃખમાં સુખનો અનુભવ ન કરવા લાગો, કેમકે રેતીમાંથી તેલ કદિ નીકળતું નથી !

*

અય પક્ષી ! તું ખૂબ ઊંચે ઊંચે ઊડીને અનેક પ્રદેશોનું ભ્રમણ કરે છે, સારાય જગતમાં અહીં-તહીં ભમે છે, નીચે ઊતરે છે, ફરી ઉડ્ડયન કરે છે; પરંતુ કદિ તેં સ્થિર થઈને શાંત ચિત્તે વિચાર્યું છે ખરૂં કે આ ઉડ્ડયનનું કારણ શું ? ઊડીને જવું છે કયાં ? એ લક્ષ્ય-સ્થાનનો સાચો માર્ગ કયો ? કઈ દિશા-ભૂલ તો નથી થઈને ? પાંખમાં શક્તિ છે, આંખોમાં તેજ છે, શરીરમાં જોમ છે ત્યાં ત્યાં હજી હજી વિચારી લે, જેથી પાછળથી પસ્તાવું ન પડે.

*

આ આકર્ષક મધુશાળામાં હું માત્ર સહેલ ખાતર, જોવા ને આનંદ કરવાને ખાતર જ ગયેલો, પરંતુ અહીંનો રંગ જોઈને તો હું મને પોતાને જ ભૂલી ગયો ! આ શીશીઓનાં રંગ-રૂપ જોઈને હું પાગલ બની ગયો ! આ મધુશાળા અને શીશીઓ એ જ હું છું ? કે મરૂં કાંઈ સ્વતંત્ર અસ્તિત્વ છે ?

*

આપણે જે જે પથિકને પાર ઊતરવાનો માર્ગ પૂછ્યો એમણે એમ જ કહ્યું કે 'આ માર્ગે, આ રીતે ચાલ્યા જાઓ.' કોઈએ એમ ન કહ્યું કે 'આ સર્વ રસ્તા કિનારા સુધી પહોંચાડનારા જ છે.'

*

ઓ માગ કુંભાર ! માટીમાંથી તે મને પ્યાલાનો આકાર આપ્યો અને તે આવા સ્વાર્થી કારણે ? નહી, નહીં, હું આવું અપમાન કદિ નહીં સહન કરૂં. જો તારે મારી કદર કરવાની હોય તો

હું રાજ્ય ઇચ્છતો નથી, સ્વર્ગ માગતો નથી અને મોક્ષ પણ ચાહતો નથી. ચાહું છું માત્ર દુઃખપીડિત પ્રાણીઓના દુઃખનો નાશ.

—રાજા શિબિ

●

હું પરમેશ્વરની પાસે આઠ સિદ્ધિઓવાળી ઉત્તમ ગતિ યા મુક્તિ નથી માગતો, હું તો કેવળ એ ચાહું છું કે સમસ્ત દેહધારીઓના અન્તઃકરણમાં સ્થિત થઇને એમનાં કષ્ટો ભોગવું, જેથી એમને કષ્ટ ન થાય.

—રાજા રંતિદેવ

●

લોભ, દીનતા, ભય અને ધન વગેરે કોઈ પણ કારણે હું મારો ધર્મ નહીં છોડી શકું—આ મારો દૃઢ નિશ્ચય છે.

—ભીષ્મપિતામહ

●

સર્વ જીવોમાં આત્મભાવના રાખવાને લીધે જો સમસ્ત ગુણોનો આધાર અદ્વિતીય પરમાત્મા મારા પર પ્રસન્ન થયા હોય તો મને મારવાનો પ્રયાસ કરનાર એ બ્રાહ્મણ ( દુર્વાસાજી ) સંતાપથી મુક્ત બની જાય એ હું માનું છું.

—અમ્બરીષ

●

ધર્મ—પાલનમાં દલીલો કે બહાનાં ન ચાલે. મેં સત્યથી જ સર્વ શસ્ત્ર પ્રાપ્ત કર્યાં છે. સત્યથી હું કદિ નહીં ડગી શકું.

—ભક્તવર અર્જુન

●

શ્રીહરિનાં ચરણોની સેવા જ મનુષ્યને સ્વર્ગ, મોક્ષ, આ લોકની મહાન્ સમ્પત્તિ અને સર્વ પ્રકારની સિદ્ધિઓ આપનાર છે.

—ભક્ત સુદામાજી

●

સત્ય વાતનો વિશ્વાસ કરો અને પાપનો તિરસ્કાર કરો. જે શબ્દ સાચા હૃદયથી બોલાતા નથી એ ન બોલાય એ જ સારું છે.

—ભગવાન બુદ્ધ

જેનું મન ઇશ્વર–પરાયણ છે તે સત્પુરુષ છે. જેણે કામિની-કાંચનનો ત્યાગ કરી દીધો છે એ સત્પુરુષ છે.

—રામકૃષ્ણ પરમહંસ

જે વસ્તુ તમારા મનને પ્રિય ને સુંદર લાગે છે એને છોડી દો અને જે ચીજ તમને સારી નથી લાગતી એના પર પ્રેમ કરો. આ તપ હંમેશા ચાલુ રાખો.

—જેકબ બહેમી

મનુષ્યને માટે જેનો ત્યાગ અતિ કઠિન છે, જે કદિ જીર્ણ થતી જ નથી તથા જે માનવ–જીવનને નષ્ટ કરી નાખનાર મહારોગ-રૂપ છે તે તૃષ્ણાનો ત્યાગ કરનાર પુરુષને સુખ પ્રાપ્ત થાય છે. પૃથ્વી પર જેટલાં ધન–ધાન્ય, સુવર્ણ અને સ્ત્રીઓ છે, તે એક પુરુષને માટે પણ પર્યાપ્ત નથી, માટે તૃષ્ણાનો ત્યાગ કરવાની જરૂર છે.

—મહાભારત

વેદાંતરૂપી મગજ અને ઇસ્લામરૂપી શરીરની સહાયથી હાલની અસ્તવ્યસ્તતા અને ધમસાણમાંથી કીર્તિમંત, અજિત અને સંપૂર્ણ એવા ભારતની ભાવિ મૂર્તિ ઉદય પામતી મારા દૃષ્ટિપથમાં જોઉં છું.

—સ્વામી વિવેકાનંદ

કામને સંકલ્પના ત્યાગથી, ક્રોધને કામનાના
ત્યાગથી લોભને અર્થમાં અનર્થબુદ્ધિ કરીને તથા ભયને
તત્ત્વજ્ઞાનથી જીતવો જોઈએ એવી જ રીતે શોક તથા
મોહને અધ્યાત્મવિદ્યાથી, દંભને મહાપુરુષની સેવાથી,
યોગના વિઘ્નોને મૌનથી હિંસાને શરીરની નિશ્ચેષ્ટાથી,
આધિભૌતિક દુઃખને ઈશ્વરકૃપાથી, આધિદૈવિક વેદનાને
સમાધિથી, આધ્યાત્મિક દુઃખને યોગબલથી નિદ્રાને
સાત્વિક આહારથી, રજોગુણ અને તમોગુણને સત્ત્વ-
ગુણથી અને સત્ત્વગુણને ઉપરતિથી જીતવો જોઈએ
અને એ બધા શ્રીગુરુની ભક્તિથી સહજમાં જીતી શકાય
છે જ્ઞાનરૂપ દીપકનું દાન કરનાર સાક્ષાત્ ભગવત્
સ્વરૂપ ગુરુદેવમાં જ 'એ મનુષ્ય છે' એવી દુર્બુદ્ધિ
કરે છે, એનું બધું શાસ્ત્રશ્રવણ હાથીના સ્નાનના જેવું
વ્યર્થ છે યોગેશ્વરગણ જેના ચરણકમલનું અનુસંધાન
કરે છે તથા જે પુરુષ તેમ જ પ્રકૃતિના અધીશ્વર છે
એ સાક્ષાત્ ભગવાન જ ગુરુદેવ છે, તેમને લોકો
ભ્રાન્તિથી મનુષ્ય માને છે ''

--શ્રીમદ્ ભાગવત

## બુધ્ધિમાન પુરુષનું કર્તવ્ય

આ સંસારને જન્મ, મરણ, જરા, દુ:ખ, વ્યાધિ અને માનસિક ચિંતાઓથી વ્યાપ્ત જોઇને બુદ્ધિમાન મનુષ્યે એમાંથી મુક્તિ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. એમણે પોતાનાં મન, વચન અને શરીરને શુદ્ધ રાખવાં જોઇએ, અહંકારથી દૂર રહેવું જોઇએ અને ચિત્તને શાંત તેમજ નિરપેક્ષ રાખીને આનંદથી વિચરવું જોઇએ. સંસારમાં સર્વકોઈ પોતાનાં કર્મોનાં ફળ ભોગવે છે. મનુષ્ય પાપ યા પુણ્ય જે કાંઇ કરે છે તેનો તેને બદલો મળે છે, માટે મન અને કર્મથી સર્વદા શુભ આચરણ જ કરવું જોઇએ, જે મનુષ્યમાં અહિંસા, સત્યભાષણ, સમસ્ત પ્રાણીઓ તરફ સદ્ભાવ, ક્ષમા અને અપ્રમાદ આ ગુણો હોય છે તે સુખી રહે છે. આ કારણથી બુદ્ધિદ્વારા મનને સમસ્ત પ્રાણીઓ પ્રતિ રાગ–દ્વેષશૂન્ય કરવાની જરૂર છે. જે મનુષ્ય દુ:ખને દૂર કરનાર અને સર્વ જીવોને સુખની પ્રાપ્તિ કરાવનાર આ પરમ ધર્મને જાણી લે છે તે સર્વજ્ઞ અને સુખી બની જાય છે; માટે મનને વિચારપૂર્વક સર્વ પ્રાણીઓ પ્રત્યે રાગ–દ્વેષશૂન્ય બનાવો.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## થોડી હિતની વાતો

વિદ્યા સમાન કોઇ નેત્ર નથી, સત્ય સમાન કોઇ તપ નથી, રાગ સમાન કોઈ દુ:ખ નથી અને ત્યાગ સમાન કોઈ સુખ નથી. પાપ-

કર્મથી દૂર રહેવું, નિરંતર પુણ્યમાં તત્પર રહેવું, સારી મનોવૃત્તિ રાખવી અને શુભ આચરણ કરવું—એ સર્વથી મહાન કલ્યાણના સાધન છે. આ માનવ–શરીર તો સ્વત: જ દુ:ખરૂપ છે, એને મેળવીને જે વિષયોમા આસક્ત બની જાય છે એ તો વધુ ને વધુ મોહબંધનમા બંધાતા જાય છે. વિષય અને ઇન્દ્રિયોનો સંયોગ દુ:ખરૂપ જ છે, એ દુ:ખને દૂર કરવાને કોઈ રીતે સમર્થ નથી. આસક્ત પુરુષની બુદ્ધિ ચંચળ બની જાય છે અને એ મોહજાળનો વિસ્તાર કરે છે. એ મોહજાળમાં ફસાયેલ પુરુષ આલોક અને પરલોકમા દુ:ખ ભોગવે છે. પોતાનું કલ્યાણ ઇચ્છનાર મનુષ્યે સર્વ પ્રયત્નો કરીને કામ અને ક્રોધને કાબૂમાં રાખવાની પ્રથમ જરૂર છે, કારણ કે આ બન્ને જીવના કલ્યાણમાં હાનિ પહોંચાડવાને સદાય ઉદ્યુક્ત રહે છે. આ કારણથી હંમેશાં ક્રોધથી તપને, મત્સરથી લક્ષ્મીને, માનાપમાનથી વિદ્યાને અને પ્રમાદથી પોતાની જાતને દરેક કલ્યાણવાંચ્છુ બચાવે.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## શ્રેયનાં સાધન

દયા સર્વથી મોટો ધર્મ છે, ક્ષમા સર્વથી મહાન બળ છે, આત્મજ્ઞાન સર્વથી મોટું જ્ઞાન છે અને સત્યથી મહાન તો કાંઇ છે જ નહિ. સત્ય બોલવું એ શ્રેયનું પ્રધાન સાધન છે, સત્યની સાથે સાથે જે હિતકર હોય તેવી વાત કહેવી. મારો એવો મત છે કે જે વાત પ્રાણીઓને માટે અત્યંત હિતકર હોય છે તે જ સત્ય છે. જે સર્વપ્રકારના આરંભને છોડી ચૂકેલ છે, કોઇપણ વસ્તુની ઇચ્છા રાખતો નથી કે કોઇ પદાર્થનો સંગ્રહ કરતો નથી, આ રીતે જે સર્વકાંઈ ત્યાગી ચૂકેલ છે તે વિદ્વાન છે અને તે જ પંડિત છે. જે પોતાના કાબૂમા

ગયેલ ઇન્દ્રિયો વડે ઇન્દ્રિયોના વિષયોને ગ્રહણ કરે છે, એમાં આસક્ત થતો નથી અને શાન્તચિત્ત, નિર્વિકાર તેમ જ સમાહિત રહે છે—આ રીતે જે આત્મભાવને પ્રાપ્ત થયેલ દેહ અને ઇન્દ્રિયોથી વસ્તુતઃ પૃથક્ હોવાને કારણે સ્વરૂપદૃષ્ટિથી પૃથક્ અને કેવળ વ્યવહારદૃષ્ટિથી મળેલ રહે છે તે મુક્ત છે એને નરતજ પરમપદની પ્રાપ્તિ થાય છે હે મુનિ! જે મનુષ્ય પ્રાણીઓની સાથે દર્શન, સ્પર્શ અને ભાષણનો વિશેષ સંબંધ નથી રાખતા તે અવશ્ય સર્વોત્કૃષ્ટ શ્રેયને પ્રાપ્ત કરી લે છે

[ મહાભારત શાન્તિપર્વ ]



## મોક્ષના અધિકારી વેદાન્તી

જેનામાં હું અને હુંપણાના કોઈ ભાવ નથી, જે સુખદુ:ખાદિ દ્વન્દ્વોથી રહિત છે, જેના સર્વ સંશયો ટળી ગયા છે, જે નથી કદિ ક્રોધ કરતા કે નથી દ્વેષ કરતા, નથી મિથ્યા ભાષણ કરતા, વાણીની કઠોરતા, કર્મની ક્રૂરતા અને મનની કુટિલતા—આ ત્રણે દોષોથી જે દૂર રહે છે, સર્વ પ્રાણીઓ પ્રતિ સમાનભાવ રાખે છે અને સાક્ષાત્ બ્રહ્મ સમાન સ્થિત છે, જેને નથી કોઈ વસ્તુની ઇચ્છા કે નથી અનિચ્છાનો આગ્રહ, બ કે જે શરીરયાત્રામાત્ર વ્યવહારમાં પ્રવૃત્ત છે, જે અનાસક્ત છે, નિશ્ચિન્ત છે અને જિતેન્દ્રિય છે, જે કર્મી નથી તેમ નિકમ્મા પણ નથી, જેની ઇન્દ્રિયો ચંચળ નથી, જે પૂર્ણકામ બની ગયેલ છે, સર્વ પ્રાણીઓમાં સમાનભાવ રાખનાર અને સર્વના જે સુહૃદ છે, પત્થર અને સોનામાં સમાન દૃષ્ટિ રાખે છે, પ્રિય અને અપ્રિયને એકસમાન સમજે છે, જે ધૈર્યશાળી છે અને પોતાની નિન્દા અગર સ્તુતિમાં સમાન રહે છે, જે કોઈપણ પ્રકારના ભોગની ઇચ્છા નથી કરતા, સુદૃઢ

બ્રહ્મચર્યવ્રતનું પાલન કરનાર છે અને કોઈપણ પ્રાણી પ્રત્યે હિંસાનો ભાવ રાખતા નથી—એવા જે વેદાન્તી છે તે મુક્ત થઈ જાય છે.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## બ્રહ્મ-પ્રાપ્તિનો ઉપાય

સંતોષ એ જ સર્વથી મોટું સ્વર્ગ છે, સંતોષ જ સર્વથી મહાન્ સુખ છે. સંતોષથી વધારે મહાન્ બીજું શું છે? આ સંતોષ-ની પ્રતિષ્ઠા ( સ્થિરતા ) નીચેના ઉપાયોથી થાય છેઃ જે રીતે કાચબો સર્વ બાજુએથી પોતાનું અંગ સંકોરી લે છે એવી જ રીતે જ્યારે મનુષ્ય સર્વ તરફથી પોતાની ઇચ્છાઓને સમેટી લે છે, ત્યારે એ સ્વયં-પ્રકાશ આત્મા તરત જ ભેદ-દૃષ્ટિરૂપ મળનો ત્યાગ કરીને પોતાના જ સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. જ્યારે નથી એને બીજાનો ભય રહેતો કે નથી બીજા એનાથી ભય પામતા અને જ્યારે એ ઇચ્છા તેમજ દ્વેષને જીતી લે છે, ત્યારે એને આત્માનો સાક્ષાત્કાર થાય છે. જ્યારે એ મનસા-વાચા-કર્મણા કોઈપણ જીવની સાથે ન તો દ્રોહ કરે છે અગર ન તો કોઈ તરફ રાગ સેવે છે, ત્યારે એને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## ઇન્દ્રિયજયી પુરુષનાં લક્ષણ

અદીનતા, અભિનિવેશશૂન્યતા, સંતોષ, શ્રદ્ધા, અક્રોધ, સરલતા, વાદ-વિવાદની અતિશયતા અને અભિમાનથી દૂર રહેવું, ગુરુસેવા, દોષદૃષ્ટિનો અભાવ, પ્રાણીમાત્ર પ્રતિ દયા, બીજાની નિન્દા કે ચુગલી ન કરવી, પરચર્ચા, અસત્ય ભાષણ અને નિન્દા-સ્તુતિનો ત્યાગ—એ

ઇન્દ્રિયજયી પુરુષના પ્રધાન લક્ષણો છે. ઇન્દ્રિયજયી પુરુષ મોક્ષ સિવાય અન્ય કોઇપણ વસ્તુની કામના કરતો નથી, કેવળ પોતાને પ્રાપ્ત થયેલ સુખ-દુઃખોનો ઉપભોગ કરીને અતીત અથવા અનાગતની ચિંતા નથી કરતો. એ કોઇની સાથે વેર નથી કરતો, સર્વનો નિષ્કપટ ભાવથી આદર-સત્કાર કરે છે, નિન્દા-સ્તુતિમા સમભાવ રાખે છે. એ ધૈર્યવાન અને મનોજયી હોય છે. સમસ્ત જીવોના હિતમાં તત્પર રહે છે અને કોઇનો દ્વેષ કરતો નથી. સમુદ્ર સમાન ગંભીર, જ્ઞાન-વિજ્ઞાનથી તૃપ્ત થયેલ અને મન પ્રસન્ન રહે છે. સમસ્ત જીવોને એ વન્દનીય હોય છે અને આત્મજયી તેમજ બુદ્ધિમાન્ હોય છે. એ મહાનમા મહાન વસ્તુને પ્રાપ્ત કરીને હર્ષિત નથી થતો તેમ નાના-નમા મહાન દુઃખ સાથે આવી પડવાથી એ શોક પણ નથી કરતો.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## આત્મજ્ઞની સ્થિતિ

જે પુરુષ આ આત્મ-તત્ત્વને સમસ્ત મરણધર્મા શરીરોમા છુપાયેલા તેમજ એના પરમ આશ્રયરૂપ જુએ છે, તે શરીર છૂટયા બાદ નિર્વિશેષ બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે જ્ઞાનીલોક વિદ્વાન તેમજ કુલીન બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરા તેમજ ચાંડાળમા પણ આત્મરૂપથી સમ દૃષ્ટિ રાખે છે, આત્મા સર્વની અંદર સમાન છે. એક જ મહાન્ આત્મા સ્થાવર-જંગમ સમસ્ત પ્રાણીઓમા અનુસ્યૂત છે એનાથી સારુય જગત વ્યાપ્ત છે જ્યારે આ જીવાત્મા સમસ્ત ભૂતોમાં એક જ આત્માને અનુસ્યૂત જુએ છે અને આત્મામા સમસ્ત ભૂતોને કલ્પિત જુએ છે ત્યારે એ બ્રહ્મરૂપ થઇ જાય છે. જે કાંઇ વાણીનો વિષય છે તે સર્વ આત્મરૂપ છે અને આત્મા પરમાત્મ (બ્રહ્મ)રૂપ છે—આવી બુદ્ધિ જેની નિરંતર રહે છે, તે અમૃતત્વ ( મોક્ષ )ના

અધિકારી થાય છે. આ આત્મા જ સમસ્ત પ્રાણીઓનું વાસ્તવિક સ્વરૂપ છે. એ આકાશ સમાન વ્યાપક છે. એનું ક્યાંય ગમનાગમન નથી થતું, અવિચલ રૂપે એ પોતાના જ સ્વરૂપમા સ્થિત રહે છે, પદ-પ્રતિષ્ઠા ઇચ્છનાર દેવતાઓ પણ આ આત્માની શોધમાં ભૂલ ખાઇ જાય છે અને એને પ્રાપ્ત નથી કરી શકતા. જે રીતે આકાશમા પક્ષીઓની અને જળમાં મત્સ્યાદિ જલજન્તુઓની ગતિ જાણી શકાતી નથી તે જ રીતે બ્રહ્મવેત્તા મહાપુરુષોની ગતિને સમજીને કોઇ એનું વિવરણ કરી શકતું નથી

[ મહાભારત : શાન્તિપર્વ ]



## પાપ અને તેનું ફળ

મનુષ્ય જ્યારે રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ—ઇન્દ્રિયોના આ પાચ વિષયોમાના કોઇપણ એકમા પણ આસક્ત થઇ જાય છે, ત્યારે એને રાગ-દ્વેષના પંજામા ફસાવું પડે છે. પછી એને જેમાં રાગ હોય છે એને મેળવવા અને જેમાં દ્વેષ હોય છે તેનો નાશ કરવા એ ચાહે છે. આમ કરતા કરતા એ મહા ભયાનક કામ કરી બેસે છે અને નિરતર ઇન્દ્રિયોના ભોગમા જ લાગ્યો રહે છે. અને એથી તેના હૃદયમાં લોભ-મોહ, રાગ-દ્વેષ છવાઈ જાય છે, એના પ્રભાવથી તેની ધર્મબુદ્ધિ, જે યોગ્ય સમયે વારંવાર તેને ચેતવણી આપીને પાપથી બચાવ્યા કરતી હતી, નાશ પામે છે, પછી એ છળ-કપટ અને અન્યાયથી ધન કમાવામાં લાગી જાય છે. બીજાને નુકસાન પહોંચાડીને અન્યાય અને અધર્મથી એ કંઇક કમાય છે એટલે પછી એ રીતે જ ધનની કમાણી કરવામાં એને રસ પડવા માડે છે. એના મિત્રો-સંબંધીઓ અને અન્ય બુદ્ધિમાન મનુષ્યો એને આ કામ ખરાબ છે એમ કહીને રોકે છે તો એ અનેક જાતનાં બહાનાં બનાવીને પોતાનો બચાવ

કરે છે અને એ ભયકર બાજી ખેલ્યે જાય છે. આ રીતે એનું મન સદા પાપમા જ ચોટેલું રહે છે, એનાં શરીર અને વાણીથી પણ પાપનુ જ આચરણ થાય છે. એ પાપ-જીવન બનીને પાપીઓની સાથે જ મિત્રતા કરે છે અને આ સર્વના ફળરૂપે ન તો એ આ લોકમાં સુખ મેળવે છે, ન તો પરલોકમા એને સુખ-શાન્તિની પ્રાપ્તિ થાય છે.

[ મહાભારત : શાન્તિપર્વ ]



## ધર્મ અને તેનું ફળ

ધર્મપરાયણ મનુષ્ય બીજાનું હિત મનાતું હોય તેમાં જ પોતાનું હિત માને છે. એને અન્યના અહિતમાં પોતાનુ હિત કદિ દેખાતુંજ નથી પરહિતથી જ પરમગતિ પ્રાપ્ત થાય છે. ધર્મશીલ પુરુષ હિતાહિતનો વિચાર કરીને સત્પુરુષોનો સગ કરે છે, એ સત્સંગથી ધર્મબુદ્ધિ વધે છે અને એના પ્રભાવથી એનુ જીવન ધર્મમય બની જાય છે. એ ધર્મથી જ ધનનું ઉપાર્જન કરે છે એ એવા કામ કરે છે જેના વડે સદ્ગુણોની વૃદ્ધિ થતી હોય. ધાર્મિક પુરુષો સાથે જ એ મૈત્રી કરે છે. ધર્માત્મા મનુષ્ય ધર્મસમ્મત ઇન્દ્રિયસુખને પણ પ્રાપ્ત કરે છે, પરંતુ એ ધર્મનુ ફળ સુખ મેળવીને સતુષ્ટ થતો નથી એ તો સત્-અસતનો વિચાર કરીને વૈરાગ્યનું અવલબન કરે છે વૈરાગ્યના પ્રભાવથી એનુ ચિત્ત વિષયોથી દૂર હટી જાય છે પછી એ જગતને વિનાશી સમજીને નિષ્કામ કર્મદ્વારા મોક્ષને માટે પ્રયાસ કરે છે ખરી રીતે જે મનુષ્ય પાપોનો ત્યાગ કરીને ક્રમશઃ વૈરાગ્યને ધારણ કરે છે, તે ધર્માત્મા છે અને તેને મોક્ષપદની પ્રાપ્તિ થાય છે.

[ મહાભારત શાન્તિપર્વ ]



## આટલું વિચારજો

શાસ્ત્રોનુ અનુગમન કરવાવાળી શુદ્ધ બુદ્ધિથી પોતાના સબંધમા સર્વદા વિચાર કરવાની જરૂર છે. વિચારથી તીક્ષ્ણ બનીને બુદ્ધિ પરમાત્માનો અનુભવ કરે છે આ સંસારરૂપી મહાન રોગનુ સૌથી ઉત્તમ ઔષધ વિચાર જ છે વિચાર વડે વિપત્તિઓના મૂળરૂપ અજ્ઞાનનો નાશ થાય છે આ સંસાર મૃત્યુ, મદ અને ભ્રમથી ભરપૂર છે એના પર વિજય મેળવવાનો ઉપાય એકમાત્ર વિચાર જ છે, ખરાબ છોડીને સારાનુ ગ્રહણ, પાપને છોડીને પુણ્યનુ અનુષ્ઠાન વિચારદ્વારા જ થાય છે વિચારદ્વારા જ બળ, બુદ્ધિ, સામર્થ્ય, સ્ફૂર્તિ અને પ્રયત્ન સફળ થાય છે. રાજ્ય, સંપત્તિ અને મોક્ષ પણ વિચારથી જ પ્રાપ્ત થાય છે. વિચારવાન પુરુષ વિપત્તિમા ગભરાતા નથી, તેમ સંપત્તિમા ફુલાઈ જતા નથી વિચારહીનને માટે તો સંપત્તિ પણ વિપત્તિરૂપ બની જાય છે સંસારના સારાય દુખો અવિવેકને કારણે જ છે, વિવેક તો ભભુકતી અન્તર્જ્વાલાને પણ શીતળ બનાવી દે છે વિચાર જ દિવ્ય દૃષ્ટિ છે, એના વડે પરમાત્માનો સાક્ષાત્કાર તેમજ પરમાનંદની અનુભૂતિ થઈ શકે છે આ સંસાર શુ છે? હુ કોણ છુ? આની સાથે મારો શુ સબંધ છે? આ વિચાર કરતાં કરતાં જ સંસાર સાથેનો સબંધ છૂટી જઇને પરમાત્માનો સાક્ષાત્કાર થવા લાગે છે આ જ કારણથી શાસ્ત્રાનુગામિની શાન્ત, શુદ્ધ બુદ્ધિથી વિચાર કરતા રહેવુ જોઈએ

[ યોગવાસિષ્ઠ ]



## શોચ કરવા યોગ્ય કોણ?

શોચ એ બ્રાહ્મણનો કરવો જોઇએ જે વેદ જાણતા નથી અને

જે પોતાનો ધર્મ છોડીને વિષયભોગમાં જ લીન રહે છે. એ રાજાનો શોચ કરવો જોઇએ જે નીતિ જાણતો નથી અને જેને પોતાની પ્રજા પ્રાણ સમાન વ્હાલી નથી.

એ વૈશ્યનો શોચ કરવો જોઇએ જે ધનવાન હોવા છતા પણ કંજૂસ છે, અને જે અતિથિસત્કાર, તેમજ પ્રભુભક્તિમાં કુશળ નથી. એ શુદ્રનો શોચ કરવો જોઇએ જે બ્રાહ્મણનુ અપમાન કરનાર, બહુજ બોલનાર, માન-મડાઇ ચાહનાર અને જ્ઞાનનો ઘમંડ રાખનાર છે

પુનઃ એ સ્રીનો શોચ કરવો જોઇએ જે પતિને દગો દેનાર, કલહપ્રિય અને સ્વેચ્છાચારિણી છે એ બ્રહ્મચારી શોચ કરવા યોગ્ય છે જે પોતાના બ્રહ્મચર્ય-વ્રતને તોડે છે અને ગુરુની આજ્ઞા અનુસાર ચાલતો નથી

એ ગૃહસ્થનો શોચ કરવો જોઇએ જે મોહવશ બનીને કર્મમાર્ગનો ત્યાગ કરી દે છે. એ સંન્યાસી શોચ કરવા યોગ્ય છે જે દુનિયાના પ્રપંચમાં ફસાયેલ છે અને જ્ઞાન-વૈરાગ્ય હીન છે

એ વાનપ્રસ્થ શોચ કરવા યોગ્ય ગણાય જેને તપસ્યાને બદલે ભોગ સારા લાગે છે. શોચ એને માટે કરવો જોઇએ જે ચુગલીખોર છે, વિનાકારણ ક્રોધ કરનાર છે તથા માતા, પિતા, ગુરુ અને બંધુજનોની સાથે વિરોધ રાખનાર છે.

સર્વ પ્રકારે શોચ કરવા યોગ્ય એ છે જે બીજાનું અનિષ્ટ કરે છે, માત્ર પોતાના જ શરીરનું પોષણ કરે છે અને મહાન નિર્દયી છે. અને શોચ ખાસ કરીને એનો કરવો જોઇએ જે છળ મૂકી હરિને ભજતા ભક્ત થતા નથી.

[ શ્રીરામચરિત માનસ ]



## બંધ અને મોક્ષનું સ્વરૂપ

**જ્યારે** ચિત્ત કોઈ વસ્તુની કામના કરે છે અને કોઇને માટે શોક કરે છે, કોઇનો પરિત્યાગ કરે છે અને કોઇનો સંગ્રહ કરે છે, કોઈ પર હર્ષિત થાય છે અને કોઈના પર ક્રોધ કરે છે ત્યારે સમજવું એ બંધનમાં છે. આ સર્વકાંઈ બંધનરૂપ છે, જ્યારે ચિત્ત કોઈપણ વસ્તુની ચાહના કરતું નથી અને કોઇને માટે શોક કરતું નથી, કોઇનો ત્યાગ કરતું નથી કે કોઇનો સંગ્રહ કરવા ઈચ્છતું નથી, કાંઈ કારણથી હર્ષિત થતું નથી કે કોઇના પર ક્રોધ કરતું નથી, ત્યારે સમજવું કે એ મુક્ત છે. મુક્તિનો અર્થ જ આ છે. જ્યારે ચિત્ત કોઇપણ દૃષ્ટિએ આસક્ત હોય ત્યારે બંધન છે અને જ્યારે કોઇપણ દૃષ્ટિમાં આસક્ત નથી ત્યારે મોક્ષ છે એમ સમજવું. અહંકાર ગયો એટલે મોક્ષ જ છે, અહંકારની હાજરી એ બંધન છે. એમ વિચારીને કોઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરો અથવા ત્યાગ ન કરો—કેવળ મોજથી રહો.

[ અષ્ટાવક્રગીતા ]



## સત્સંગનો પ્રભાવ

**સં**સાર-સાગર પાર ઊતરવાનો મુખ્ય ઉપાય છે—સત્સંગ. સત્સંગથી જ વિવેક અને જ્ઞાન થાય છે, સત્સંગથી વિપત્તિ સંપત્તિરૂપ બની જાય છે. મૃત્યુ એક ઉત્સવના રૂપમાં પલટાઇ જાય છે અને જંગલ પણ મંગલમય થઇ જાય છે, મોહ અને અજ્ઞાનનો નાશ સત્સંગથી થઇ શકે છે. જેણે સત્સંગના ગંગાજળમાં સ્નાન કરી લીધું તેને મહાનમાં મહાન દાન, તીર્થ, તપસ્યા અને યજ્ઞોનું ફળ મળી ગયું સમજવું. દરિદ્રતા, મૃત્યુ અને સંસારનાં સારાંય દુઃખો સત્સંગથી શાન્ત થઇ જાય છે. અત્યંત વિપરિત અવસ્થામાં પણ સત્સંગ ન છોડવો જોઇએઃ સંસારનું સમગ્ર રાજ્ય અને અર્ધી ક્ષણનો સત્સંગ—એ બેનો તોલ કરવામાં આવે તો સત્સંગની કિંમત વધી જશે. હૃદયનો

અંધકાર દૂર થાય છે—શરીર, પ્રાણ અને બુદ્ધિમાં શીતળતાનો સંચાર થાય છે, જીવ અહીં-તહીં ભટકવું છોડી દઈને પરમાત્માની તરફ જવા લાગે છે. આવો છે આ સત્સંગ, અને એવો છે એનો પ્રભાવ.

કલ્યાણની ઇચ્છા રાખનારાઓએ અવશ્ય સત્સંગ કરવો જોઈએ.

[ યોગવાસિષ્ઠ ]



## માર્ગભૂલ્યા મુસાફરને !

હે મનુષ્ય ! તારા આ શરીરમાં હાડ, માંસ અને લોહી સિવાય બીજું શું છે ? આ અશુદ્ધ, ક્ષણભંગુર અને જડ કાયાને તું ભૂલથી પોતાનું સ્વરૂપ માની બેઠો છું. 'આ શરીર એ હું છું'—એવા જુઠા અભિમાનને છોડી દે તું સર્વથા શુદ્ધ, નિત્ય, ચેતન આત્મા છે, આ જ રીતે આ શરીર સાથે સંબંધ રાખનાર સ્ત્રી-પુરુષ પુત્ર-પૌત્રાદિને તેં ભૂલથી પોતાના માની લીધેલ છે. એ વાસ્તવમાં તારાં નથી, એને પોતાનાં માનવાનું મૂકી દે અને તો જ તું સુખી થઈ શકીશ. તારા શરીર અને તેની સાથે સંબંધ રાખનાર સ્ત્રી, પુત્ર વગેરેની તો વાત જ શી, પણ આ સારુંય જગત પાણીના પરપોટા જેવું અનિત્ય છે, એની કોઈ સત્તા નથી એ પ્રતિક્ષણે બદલાતું રહે છે એના પરથી મનને દૂર હટાવીને વૈરાગ્યમાં પ્રીતિ કર, એનો રાગી બની જા, એના જ રસનું નિરંતર આસ્વાદન કર. એમાં જે સુખ છે તે ઇન્દ્રની પદવીમાં પણ નથી. જગતથી વૈરાગ્ય કર અને ભગવાનના ચરણોમાં ઝુકી પડ. પરમાત્મા સાથે પ્રીતિ જોડ, એની ભક્તિમાં સ્થિર થઈ જા ભગવાન જ એકમાત્ર તારો પ્રિયતમ છે—એની સેવા એ જ પરમ કર્તવ્ય છે. એનું સદા પાલન કર. અન્ય લૌકિક ધર્મોને જો એની પાછળ છોડવા પડે, તો પ્રસન્નતાપૂર્વક એ સર્વનો ત્યાગ કરી દે. સાધુપુરુષોનું જ નિરંતર સેવન કર. ભોગોની લાલસા છોડી દે. એનાથી તને કદાપિ તૃપ્તિ નથી જ થવાની. બીજાના દોષો અને ગુણોનું

ચિંતન તરત છોડી દે; કારણ કે એથી તારા મનમાં રાગ-દ્વેષની વૃદ્ધિ થાય છે જે પતનનો મુખ્ય હેતુ છે, તું તો કેવળ ભગવત્સેવામાં જ લાગી જા અને એની રસીલી કથાઓનું નિરંતર પાન કર્યા કર.

[ પદ્મપુરાણ ]



## મનુષ્યોના ત્રીસ ધર્મ

સત્ય, દયા, સ્વધર્મપાલનને માટે કષ્ટ સહન કરવું, પવિત્રતા, શીત-ઉષ્ણ આદિનું સહન કરવું, ઉચિત-અનુચિતનો વિચાર કરવો, મન તેમજ ઇન્દ્રિયોને કાબૂમાં રાખવાં, સર્વ પ્રકારની હિંસાથી દૂર રહેવું, વીર્યરક્ષા કરવી, નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવો, પોતાની કમાણીનો અમુક ભાગ દાનમાં આપવો, વેદ-શાસ્ત્રોનું નિયમિત રીતે અધ્યયન કરવું, ભગવાનના નામનાં જપ-કીર્તન કરવાં, સરલતા, સંતોષ, સમદર્શી મહાત્માઓની સેવા કરવી, ધીરે ધીરે સાંસારિક ભોગોની ચેષ્ટાથી વિરક્ત થવું, મનુષ્યના અભિમાનપૂર્ણ પ્રયત્નોનું ફળ પ્રાયઃ વિપરીત જ હોય છે—એવો વિચાર, મનનશીલતા, આત્મચિંતન, પ્રાણીમાત્રમાં અન્ન વગેરે જીવનોપયોગી સામગ્રીના યથાયોગ્ય વિભાગ કરવા, એમનામાં અને વિશેષ કરીને મનુષ્યમાં પોતાના આત્માનો અથવા ઇષ્ટદેવનો ભાવ રાખવો, મહાત્માઓના પરમ આશ્રય શ્રીભગવાનનાં નામ-ગુણોનું શ્રવણ અને ઉચ્ચારણ કરવું, એનું નિરંતર સ્મરણ કરવું, એની સેવા-પૂજા અને વંદના કરવી, એના પ્રત્યે દાસ અગર મિત્ર જેવો ભાવ રાખવો તથા એને આત્મસમર્પણ કરવું—આ મનુષ્યોને માટે સર્વશ્રેષ્ઠ ધર્મ કહેવાય છે. ધર્મનાં આ ત્રીસ લક્ષણોના પાલનથી વિશ્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે.

[ શ્રીમદ્ ભાગવત ]



## નમ્ર યાચના

એ કાલરૂપ અવ્યય પરમાત્મા સ્વયં અંતર્હિત હોવા છતાં પણ જગતનો અંત લાવનાર છે. અનાદિ હોવા છતાં સૌનું આદિ કારણ છે. એ જ એક જીવમાંથી બીજા જીવની ઉત્પત્તિ કરાવે છે અને એ જ એકથી બીજાને મારી નંખાવી એનો અંત લાવનાર થાય છે. સંપૂર્ણ પ્રજામાં અનુપ્રવિષ્ટ થયેલા આ કાળરૂપ પરમાત્માને કોઈ સ્વપક્ષ કે પરપક્ષ નથી; પરંતુ જેમ વાયુના વહેવાથી રજકણ પણ એની સાથે ઊડ્યા કરે છે, તેવી જ રીતે સંપૂર્ણ જીવ કર્મોને અધીન થઈને કાલરૂપ પરમાત્માને અનુસરે છે.–અર્થાત્ પોતપોતાનાં કર્મ પ્રમાણે સુખ–દુઃખ ભોગવે છે.

—શ્રીમદ્ ભાગવત: સ્કં. ૪
અ. ૧૧

મારા પ્રભુ ! તું શી રીતે ગાય છે, તે હું જાણતો નથી. હું નિરંતર અશબ્દ આશ્ચર્યથી સાંભળ્યા કરું છું.

તારા ગાનનો પ્રકાશ દુનિયાને અજવાળે છે. તારા ગાનનો જીવનપ્રાણ આકાશથી આકાશ સુધી સંચરે છે, તારા ગાનનો પવિત્ર પ્રવાહ તમામ પત્થરની ખાડચોને ભેદે છે, અને આગળ ધસે છે.

તારા ગીતમાં જોડાવાને મારું હૃદય તલસે છે, પણ પ્રયાસ છતાં અવાજ નીકળતો નથી. બોલવાની મારી ઇચ્છા છે, પણ વાણી ગીતમાં ઊતરતી નથી, અને હારી જઈને હું પુકાર કરું છું: અહા ! મારા માલિક ! તારા ગાનની અનંત જાળમાં તેં મારા હૃદયને કેદી બનાવેલ છે.

—રવીન્દ્રનાથ ટાગોર

## પ્રભો !

સુખી થવા માટે મેં શું શું નથી કર્યું ? વિવાહ કર્યા, સંતાન પેદા કર્યાં, ધન કમાયો, યશ–કીર્તિને માટે પ્રયાસ કર્યા, લોકોમાં પ્રેમ વધારવાની કોશીશ કરી–નથી જાણતો આવું કેટલું હું કરી ચૂક્યો છું, પરંતુ સાચું કહું છું મારા સ્વામી ! જેમ જેમ સુખને માટે પ્રયત્નો કરતો ગયો તેમ તેમ પરિણામે દુઃખ અને કષ્ટ જ મળતાં ગયાં ! જ્યાં મન ચોંટયું ત્યાંથી માર ખાધો ! ક્યાંય પણ મારી આશા સફળ ન થઇ. ચિંતા, ભય, નિરાશા અને વિષાદ વધતા જ ગયાં. ક્યાંય માર્ગ જડ્યો નહિ.

તમે કૃપા કરી, તમારી કૃપાથી એ વાત સમજાવા લાગી કે તમારાં અભય ચરણોના આશ્રય સિવાય ક્યાંય પણ સાચું અને સ્થાયી સુખ નથી. ચરણાશ્રય પ્રાપ્ત કરવા માટે થોડો પ્રયત્ન પણ કર્યો. હજીયે એ પ્રયત્ન ચાલુ છે. અને એ સાચું છે કે આ માર્ગે કંઇક સુખ–શાંતિ અને આરામનાં દર્શન અત્યારસુધીમા કરી શક્યો છું; પરંતુ પ્રભો ! પૂર્વાભ્યાસને વશ બનીને વારંવાર મન પાછું વિષયો તરફ ખેંચાઇ જાય છે. એને રોકવાના પ્રયત્ન પણ કરું છું. કોઇ કોઇ વાર રોકાય છે પણ ખરું; છતા એ તરફ જવાની આદત છોડતું નથી ! તમારાં ચરણો સિવાય સર્વત્ર ભય જ છવાયેલો છે–દુઃખોનો સાગર લહેરાઇ રહ્યો છે, આ વાત જાણતાં, સમજતાં ને દેખતા છતાં પણ

મન તમને છોડીને બીજી બાજુ જવાનું ભૂલતું નથી ! આથી અધિક મારા મનની નીચતા કઈ હોઈ શકે મારા દયામય સ્વામી !

તમે દયાળુ છો, મારી સામે ન જોતા તમારી કૃપાથી મારા આ દુષ્ટ મનને તમારી તરફ ખેંચી લો. એને એવું તમારી પાસે જકડી લો કે એ ફરી કદિ બીજી તરફ જઈ જ ન શકે મારા સ્વામી ! આવું ક્યારે થશે ? મારું આ મન તમારાં ચરણોનાં દર્શનમાં જ તલ્લીન ક્યારે રહેશે ? તમારી આ મનોહર મૂર્તિની ઝાંખી કરી કરીને એ ક્યારે કૃતાર્થ થતું રહેશે ?

હવે વાર ન લગાડો દયામય ! જીવન-સન્ધ્યા નજીક છે. એ પહેલા જ તમે તમારી દિવ્ય જ્યોતિથી મારા જીવનમાં નિત્ય પ્રકાશ ફેલાવી દો. એને સમુજ્જ્વલ બનાવીને તમારા મંદિરમા લઇ લો અને સદાને માટે એને ત્યા જ રહેવાનું સ્થાન આપીને કૃતાર્થ કરો !

ॐ

દયામય !

એ સાચું છે કે તમારી દયા સર્વ જીવો પર સમાન છે અને વળી એ દયા અસીમ છે; પરંતુ હું એવો દુર્ભાગી છું કે તમારી એ કરુણામૃતની વર્ષામાં સદા નાહી શકતો નથી. જ્યારે પોતાને અનુકૂળ કોઈ વાત જોઉં છું ત્યારે તો કદિ કદિ તમારી દયા માની લઉં છું, પરતુ પ્રતિકૂળમાં તો કદાપિ માનતો જ નથી. એ પણ જાણું છું કે તમારી દયા બેય રૂપમાં આવે છે, અને મારું કલ્યાણ કરવાને માટે જ આવે છે, પરંતુ પ્રતિકૂળતાના રૂપમાં મન એનો સ્વીકાર કરતું નથી પ્રભો ! એવો દિવસ ક્યારે આવે જ્યારે હું અનુકૂળતા અને પ્રતિકૂળતા બન્નેને તમારી કૃપા-સુધા સમજીને ખૂબ આનંદથી પી જઉં ? અપમાન-માન, તિરસ્કાર-પુરસ્કાર, પ્રશંસા-નિંદા, લાભ-

હાનિ, સુખ–દુઃખ અને જીવન–મરણ સર્વમાં તમારી જ દયાનું દર્શન કરીને પરમ શાન્તિ અને સંતોષનો અનુભવ હું ક્યારે કરી શકીશ ?

મારા પ્રભુ ! અત્યારે આ વાતની મારા મનમાં બહુ જ પીડા થઇ રહી છે કે હું તમારો કહેવાતો હોવા છતાં પણ વસ્તુતઃ મારી જાતને તમારી બનાવી શકતો નથી. જોઉં છું–સ્પષ્ટ જોઇ શકું છું કે મારા પર હજી પણ વિષયોનો અધિકાર છે. કોઇકોઇવાર તો મહા ભયંકર રીતે વિષય–વાસના પોતાનું પ્રભુત્વ પ્રકટ કરે છે અને એની ગુલામી કરવા માટે મને બાંધીને ખેંચી જવા ચાહે છે ! એ સમયે મને ભારે વેદના થાય છે–બસ, તમારી કૃપા જ એવે વખતે બચાવી લે છે. જોઇ શકું છું કે તમારી કૃપાદ્વારા એકક્ષણમાં જ એ વાસનાનો વિનાશ થાય છે. આટલું થવા છતાં પણ હું સર્વથા તમારો બની શકતો નથી !

મારા સર્વશક્તિમાન્ સ્વામી ! મને ખબર છે કે મારા પ્રયત્નથી કાંઇ જ નથી થવાનું. હવે તો તમે તમારી શક્તિથી આ અધમને ઉઠાવીને હૃદય સાથે લગાવી દો. તમે એ જાણો પણ છો, કે કોઈ કોઇવાર તો મારો પ્રાણ તમારા માટે તલસે છે. બુદ્ધિનો નિર્ણય પણ એ જ હોય છે કે તમારો જ બનવામાં મારૂં કલ્યાણ છે. પરંતુ દુષ્ટ મન માનતું નથી. મારા પ્રાણના આ તલસાટ પર ધ્યાન દઇને મારા પ્રભુ ! તમે તમારી કૃપાથી મને બચાવો. એમ ન કરો તો એવું કરી દો કે ન તો મને કદિ કોઇ જાતની ચાહના થાય, યા ન તો હું વારવાર પ્રાર્થના કરીને તમને વારંવાર સતાવું. તમે જે કરો, જે રીતે કરો, જ્યારે કરો, મને ગમે તે હાલતમાં ગમે તેવી રીતે રાખો– હું તેમાં સંતુષ્ટ રહું અને આ વાતનો અનુભવ કરતો રહું કે એ

સર્વ તમારી જ કૃપા છે. તમારાથી અજાણ્યુ કાંઈ જ નથી. તમે જાણી-બુઝીને જ મને આ સ્થિતિમા રાખી રહ્યા છો—અને ખરેખર એમા જ કલ્યાણ છે



પ્રભો ! દીનબન્ધો !

આ મનના મનોરથોને પૂર્ણ કરવા માટે મેં શું નથી કર્યું ? ઠેર ઠેર ભટક્યો, દૂર-દૂરની ધૂળ ફાકી, ભાતભાતના નવા ઉદ્યોગ કર્યા, જેણે જે બતાવ્યુ તે કર્યું, પ્રારબ્ધના સયોગ અને તમારી કૃપાથી યોગ્ય સમયે ધન-પુત્ર અને માન-યશ પણ મળતા રહ્યાં; પરંતુ બધું જ વ્યર્થ ! આ મનની મુરાદ તો આજસુધી પૂરી ન જ થઈ, એ એવું વ્યસ્ત, એવું અશાન્ત અને રખડુ બન્યું છે. હું જોઉં છું કે એની ભૂખ ખુબ જ વધી ગઇ છે. જાણી શકું છું કે એ કોઇ એવી ચીજની શોધમાં છે જે અભાવોથી સર્વથા રહિત હોય, જેના મળ્યા બાદ ફરી કોઇ ચીજની ચાહના રહે જ નહિ. સંત લોકો કહે છે કે એવી ચીજ તો એક માત્ર તમે જ છો, અને તમારી પ્રાપ્તિ થાય છે તમારે શરણે આવીને શ્રદ્ધા-પ્રેમ સાથે તમારૂં જ ભજન કરવાથી ! પરંતુ તમારૂં ભજન મારાથી બનતું નથી. વિચારૂં છું-સદાય તમારા ભજનમાં લાગ્યો રહું, સદા-સર્વદા તમારાં નામ-ગુણ-કીર્તન અને મધુર ધ્યાન કરતો રહું; પરંતુ શું કરું ? જેવો કરવા બેસું છું કે નિરાશ બની જાઉં છું. એ સમયે ખબર નથી પડતી ક્યાંથી જુદી જુદી જાતના વિચાર, કેંક ભૂત, અને ભવિષ્યની ચિત્ર-વિચિત્ર કલ્પનાઓ મનમાં આવ્યા કરે છે જેથી ક્ષણભરને માટે પણ મન શાંત અને એકાગ્ર થઇ શકતું નથી. એની સાથે સાથે એ જ સમયે બધાંનાં કામોનો પણ ઢગલો આવી પડે છે. ' આ કામ અત્યારે નહિ કરવાથી અધર્મ થશે, ' ' આદર્શ નષ્ટ થશે, ' ' કર્તવ્યની અવહેલના

થશે,' 'નિન્દા થશે,' 'આર્થિક અને સામાજિક હાનિ થશે,' તથા 'કરવાથી અમુક અમુક લાભ થશે'–આ જાતના ભય અને પ્રલોભન પણ એ વખતે આવીને એ કર્મોમા ધ્યાન લગાડે છે આ રીતે મન અને જ્ઞાનેન્દ્રિયોની સાથે સાથે કર્મેન્દ્રિયોમા પણ ઉથલ-પાથલ મચી રહે છે

પ્રભો! હુ શુ કરુ, કઇ રીતે તમારુ ભજન કરુ, કાઇ સમજ પડતુ નથી સ્વામિન્! હુ દુર્બળ છુ જાણુ છુ કે મન–ઇન્દ્રિયો આત્માથી પ્રબળ નથી, તથાપિ હુ તો આત્મસ્વરૂપના અજ્ઞાનને કારણે એનાથી હારેલો રહુ છુ હવે તો બસ, એક માત્ર તમારી કૃપાશક્તિનો સહારો છે મારા નાથ! એવી શક્તિ આપો જેથી તમારા સ્વરૂપ–તમારો અમિત મહિમા, તમારુ અચિન્ત્ય સૌંદર્ય, તમારો પ્રબળ પ્રભાવ અને તમારી સહજ ... ના બળથી હુ આ મન–ઇન્દ્રિયોને જીતીને એ મનને, સર્વ તરફથી, સર્વ પ્રકારે કેવળ તમારા ભજનમા જ લગાડી દઉ, અને–જેવી રીતે ગગાની ધારા સાગર અવરોધોના ચૂરેચૂરા કરતી કરતી સમુદ્ર તરફ રોકાયા વિના ચાલી જાય છે, તેવી રીતે મારા આ મનની બધી વૃત્તિઓ એકમુખી બનીને કદાચ પણ રોકાયા વિના કેવળ તમારી જ તરફ વહેતી રહે હુ તમારો બની જાઉ, અને તમને મારા બનાવીને ધન્ય બની જાઉ

ॐ

પ્રભો! અન્તર્યામિન્!

મારા મનની કાઇપણું સ્થિતિ તમારાથી છૂપી નથી કેટલું ગંદુ છે એ! વૃથા ગર્વ, દમ્ભ, કામ, ક્રોધ, વિષયાસક્તિ, મમતા, માન, મદ, લોભ આદિ કોઇ એવો દોષ નથી જેણે મારા મનમાં પોતાનુ સ્થાન ન જમાવ્યું હોય! બુદ્ધિ કહે છે, આ બધાને રહેવાં

રહેવા એ સારું નથી. લોક-પરલોક બન્નેને બગાડનાર આ મહા વૈરીઓ છે. પણ શું કરું? પ્રયત્ન કરવા છતાં પણ એ મારો સાથ છોડતા નથી! સર્વશક્તિમાન્! હું તો હારી ગયો છું એનાથી, અને મારા પુરુષાર્થથી સર્વથા નિરાશ બનીને તમારે શરણે આવ્યો છું. તમારી શક્તિ અતુલ છે. હવે તો મારા આ હમેશાં દુઃખ દેનારા દોષોનો શીઘ્ર નાશ કરીને મનને પવિત્ર બનાવી દો મારા માલિક! ખરેખર હું એનો માર્યો વગર મોતે મરી રહ્યો છું, બચાવો-જલ્દી બચાવો!

દીનબન્ધો! તમારા સિવાય આ સેવક કોના બારણે જાય? એવું કોણ છે જે દીન-હીન, કંગાલ, કુકર્મીઓ પર સ્નેહ વરસાવીને એને આશ્રય આપે અને પોતાની કૃપાશક્તિથી જ એમની સારી દીનતા, દરિદ્રતા, કુચેષ્ટા અને કુપ્રવૃત્તિને મીટાવીને એમને સુખી, સમ્પન્ન અને સદાચારી બનાવી દે? હું જે તમને આ પ્રાર્થના કરી રહ્યો છું તે પણ ખરી રીતે તમારી દયાનો પ્રભાવ ન સમજવાનું જ પરિણામ છે, તમે તો અહેતુક દયાળુ છો. મારા પર તો તમારી અસીમ અનન્ય દયા છે, મારી પાસેથી બદલામાં તમે કદિ કાંઇ જ મેળવતા નથી, પરંતુ તમે તો સર્વ પ્રકારે સદા-સર્વદા મારા પર તમારી દયા વરસાવતા રહો છો. હું કઇ રીતે સુખી અને સદાચારી રહું, કઇ રીતે આનંદ અને શાન્તિ પ્રાપ્ત કરું, તેની જ ચિન્તા મારે માટે આપ કરી રહ્યા છો. મારા અત્યારસુધીના જીવનની ઘટનાઓનું સ્મરણ કરું છું અને મારી નીચતા તેમજ તમારી નિત્ય, એકધારી, અનન્ત દયાળુતાનો વિચાર કરું છું તો હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ જાય છે. ક્યાં હું દુર્વિનીત, દુર્બુદ્ધિ, દુરાચારી, દુષ્ટ પ્રકૃતિનું દરિદ્ર ક્ષુદ્ર પ્રાણી, અને ક્યાં તમે મહામહિમ સર્વલોકમહેશ્વર સાક્ષાત્ ભગવાન! પરંતુ તમે તો મને કદિ જ ભૂલ્યા નથી, કદિ મારો સાથ તમે છોડ્યો

નથી. વિપત્તિઓની એ ઘડીઓમાં, જે સમયે સંસારમાં સહાય આપનાર મારો કોઇપણ સાથી નહોતો, કુવિચારની એ ક્ષણોમાં, જ્યારે હું પાપ-પ્રવૃત્તિમાં પડીને અતલ નરક-કુંડમાં જવાની તૈયારી કરી રહ્યો હતો; ત્યારે તમે કેવા વિલક્ષણ કૌશલથી, કેટલી શીઘ્રતાથી મને સહાય કરી બચાવ્યો અને બેડો કરીને પોતાની સ્નેહ-સુધાનું સીંચન કરી સુખી કરી દીધો ! અને એ પણ એકવાર નહિ અનેકવાર. આ કોઇ જુની વાત નથી અત્યારે પણ તમે દરરોજ આમ કરી રહ્યા છો ! હું મારી લુચ્ચાઇ, હરામખોરી છોડતો નથી અને તમે તમારા અનોખા વિરદથી કદિ વિચ્યુત થતા નથી ! ધન્ય મારા સ્વામી !

*દયામય ! હું કેટલો નીચ છું કે તમારી આટલી અને આવી* અહેતુકી દયા રોજ જોવા છતાં પણ ભૂલી જાઉં છું. તમારાં ચરણોમાં ઢળી પડીને કેવળ એને જ મારા પ્રાણના પ્રાણ અને જીવનનું જીવન નથી બનાવી લેતો. તમે મારી નીચતા તરફ જોશો નહિ. જુઓ છો પણ ક્યાં ! મારા જેવો નીચ કોણ હશે ? મારી નીચતા તરફ જો તમે જોતા હોત તો તો આટલો સ્નેહ, આટલો પ્યાર કઈ રીતે દઈ શકત ? હવે તો પ્રભો ! તરત એવું કરો-( કેમકે ખબર નથી આ ક્ષુદ્ર એવો મારો જીવન-દીપક કઈ ક્ષણે બુઝાઇ જશે ! ) કે હું તમારી કૃપાને કદિ ભૂલું જ નહિ અને પ્રતિક્ષણ કૃતજ્ઞતાપૂર્ણ હૃદયથી તમારાં પાવન ચરણોનું સ્મરણ કરતો કરતો તમારા દરવાજા પર જ પડયો રહું.



## મારા અંતર્યામી પ્રભો !

તમારી કૃપાથી જે સમયે પહેલવહેલો હું સાધના કરવા લાગેલો, એ સમયે મારા ભાવ બહુ જ સુંદર હતા. હું સમજતો-વિચારતો

હતો—' સારોય સંસાર ભગવાનથી ભરેલો છે સર્વકાંઇ એની જ પ્રેરણાથી થાય છે અને સર્વ ! એની જ શક્તિ કામ કરે છે ભગવાન જ મારા જીવનનું એકમાત્ર લક્ષ્ય છે હું નિરંતર ભગવાનનું સ્મરણ કરતા કરતાં મારા સર્વ કર્મ કેવળ ભગવાનને માટે જ કરીશ મારી બુદ્ધિ, મારું મન અને મારી સારીય ઇન્દ્રિયો કેવળ ભગવાનની સેવામાં લાગી રહેશે અને હું પળે પળે, ભગવાનના મધુર પ્રેમનો દિવ્ય સ્વાદ લેતો રહીને મસ્ત બની રહીશ' પરંતુ આજ તો કાંઇ જુદી જ વાત બની ગઇ છે ! તમારા વિરાજવાના પવિત્ર આસન પર હું મોહવશ બનીને મારા આ અનિત્ય, અપવિત્ર અને પાપ-કલુષિત નામ-રૂપને બેસાડીને એની જ પૂજા કરવા-કરાવવા ચાહું છું મારી પ્રત્યેક ચેષ્ટામાં આજ મમતા, અભિમાન અને આસક્તિનું નગ્ન નૃત્ય થઇ રહ્યું છે મસારના ભોગોમાં મારા મન-પ્રાણ એવા આસક્ત થઇ ગયેલ છે કે એનામાં કદિ દોષબુદ્ધિ પણ નથી થતી તો પછી અસદ્-બુદ્ધિ તો કઇ રીતે થાય ? જ્યારે તમારું સ્મરણ કરવા બેસું છું ત્યારે ભોગોના વિચિત્રવિચિત્ર ચિત્રો ચિત્તની સામે થોકબંધ આવતા જાય છે અને હું તમને ભૂલીને એ જોવા લાગી જાઉં છું, અને એમાં જ તલ્લીન થઇ જાઉં છું ભગવન્ ! આવું કેમ થઇ ગયું ? ખરેખર પ્રભો ! હું પતન તરફ જતો જાઉં છું વિદ્યા, બુદ્ધિ અને જ્ઞાનનું અભિમાન, મને માલુમ નથી કેટલીવાર પૂજનીયના અપમાન કરાવે છે ! અધિકાર, પ્રતિષ્ઠા, સમ્માન અને સુખ્યાતિના જાદુએ એટલો પ્રભાવ જમાવ્યો છે કે તમારા પવિત્ર સ્મરણની પણ આવશ્યકતા મન કબૂલ કરતું નથી અને તમને ભૂલી જવાથી એ કદિ પશ્ચાત્તાપ પણ કરતું નથી દુઃખ તો એ છે કે આ સર્વ ' જ્ઞાન 'ના નામે થઇ રહ્યું છે ! મારી ધૃષ્ટતા અને નીચતાનો પાર નથી પ્રભો ! મારી આ દુર્દશા ક્યાંસુધી રહેશે ? હાય ! હાય ! મારા માલિક ! મને બચાવો,

મારી આ દયાપાત્ર દશા તરફ કૃપાદૃષ્ટિથી જુઓ, દયા કરો! મારો સાચેય પુરુષાર્થ વ્યર્થ ગયો છે ભગવાન! સુખ, ધન, માન, કીર્તિ આદિના પ્રલોભનોએ મારી સાધનાને નષ્ટ કરી નાખી છે. હું આજ પુરુષાર્થહીન છું. હવે તો બસ તમારો જ ભરોસો છે. હું જાણી ગયો છું, જે કાંઈ થશે તે તમારી કૃપાથી જ થશે. તમે તમારી કૃપાશક્તિથી મારા સારાય અનર્થકારી મનોરથ-મહેલોને ઊડાવી દો, મારા સારાય અભાવોના અનુભવોનો સર્વથા અભાવ કરી દો. મારું મન નિત્ય-નિરંતર તમારા મધુર રૂપ, અપ્રતિમ ગુણ અને પવિત્ર નામ પર મુસ્તાક રહે. મારી બુદ્ધિ સદા-સર્વદા તમારા તત્ત્વ ચિંતનમાં જ લાગી રહે. મારી ઇન્દ્રિયો સર્વ પ્રકારે કેવળ તમારી જ સેવામાં સંલગ્ન રહે. મારી સારીય મમતા, સારીય આસક્તિ, સર્વ બાજુએથી પાછી વળીને નાથ તમારામાં જ આવીને સ્થિર બની જાય, ખરેખર મારા મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો પર, અહંકાર પર અને આત્મા પર—સર્વ પર એક માત્ર તમારો જ અધિકાર થઈ જાય, તમે મને સર્વ રીતે અપનાવી લો મારા કૃપામય સ્વામી!



પ્રભો!

ભોગોમાં સુખ નથી એ અનુભવ વારંવાર થાય છે, તો પણ દુષ્ટ મન એમાં સુખ માને છે અને વારંવાર આપને ભૂલીને એના તરફ દોડે છે. એને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કરું છું, પરંતુ બધી જ મહેનત વ્યર્થ જાય છે. તમારા સ્વરૂપચિન્તનમાં જ એને લગાડવા ચાહું છું, કોઈ કોઈવાર તો જરા એમાં લાગેલું હોય એમ દેખાય પણ છે, પરંતુ વાસ્તવિક રીતે એ લાગેલું હોતું નથી. હું યત્ન કરી કરીને થાક્યો મારા સ્વામી! હવે તો તમે તમારી કૃપાશક્તિથી એને

ખેંચી લો. મને એવો બનાવી દો કે હું સર્વ પ્રકારે તમારો જ બની જાઉં. ધન, ઐશ્વર્ય, માન જે કાંઈ પણ તમારા તરફ આવવામાં બાધક હોય એને બળાત્કારથી મારી પાસેથી લઈ લો. મને ઠીક લાગે તો રસ્તાનો ભિખારી બનાવી દો, ઠીક લાગે તો સર્વના તિરસ્કારને પાત્ર બનાવી દો, પણ તમારી પવિત્ર સ્મૃતિ મને આપી દો ! હું બસ, તમારું જ સ્મરણ કરતા કરતાં, તમારા સ્વરૂપ-ગુણોનું ચિન્તન કરતાં કરતાં નિરંતર સાચા આનંદમાં નિમગ્ન રહું. મારાં સુખ-દુઃખ, હાનિ-લાભ, સર્વકાંઈ તમારી સ્મૃતિમાં સમાઈ જાય. એ ગમે તેટલાં આવે-જાય પણ હું તો સદા તમારા પ્રેમમા જ ડૂબ્યો રહું. સર્વમાં સર્વ અવસ્થાઓમાં સર્વ ભાવનાઓમાં, સર્વ ક્રિયાઓમાં અને સારાય સર્જન-સંહારમાં કેવળ તમારો જ અનુભવ કરું. તમારો જ પવિત્ર સ્પર્શ મેળવીને સદા ઉલ્લસિત થતો રહું.

મારા મનમાંથી સર્વકાંઈ ભુલાવી દો, અને એના બદલામાં તમારી એકમાત્ર મધુર સ્મૃતિને જગાડી દો. કોઈ એવી ક્ષણ ન આવે જ્યારે મારું મન તમને ભૂલી શકે.

હું સદા અનુભવ કરું; તમે મને જોઈ રહ્યા છો, હું તમને જોઈ રહ્યો છું; અને તમે મારામાં છો, હું તમારામાં છું.

મારા પ્રાણોના પ્રાણ ! હવે વાર ન લગાડો, બહુ સમય વીતી ગયો છે. તમારો પોતાનો હોવા છતાં હું જે આવી દુર્દશામાં પડ્યો છું તે તમારાથી કેમ જોઈ શકાય છે ! ભગવન્ ! હવે તો તરત દયા કરીને મને આ સ્થિતિમાંથી બચાવી લો; મારા સ્વામી !

